# BOY SCOUT'S DIARY



*Giving very useful information for Wolf-cubs and Boy Scouts.*



1927

*Compiled by-* **Vasanji G. Desai.**

SCOUT MASTER.

**K. Tata A. V. School, Navsari.**



*Published by*

**ah Bhailal Dahyabhai Book-seller.**

**Near Tower, NAVSARI.**

# BOY SCOUT'S DIARY



*Giving very useful information for*
*Wolf-cubs and Boy Scouts.*



**1927**

*Compited by*-**Vasanji G. Desai.**
SCOUT MASTER. **D. K. Tata.**
**A. V. School. Navsari.**



*Published by*
**Shah Bhailal Dahyabhai Book-seller.**
**Near Tower, NAVSARI.**

# બે બોલ.

## બાલવીર સંસ્થા.

**બાલવીર ચળવળનો ઉદ્દેશઃ**—નાનાં છોકરાઓનું ચારિત્ર તથા શરીર તૈયાર કરી તેમને ઉત્તમ નાગરિક બનાવવા એ બાલવીર ચળવળનો ઉદ્દેશ છે. સમાજ સેવા તથા દેશ સેવા કરવા માટે સર્વ રીતે યોગ્ય, ઉચ્ચ વૃત્તિના કર્તવ્ય નિષ્ઠ રાષ્ટ્રવીર તૈયાર કરવા એ આ ચળવળનો મુખ્ય હેતુ છે. છેક બચપણથી પોતાના દેશ પર અત્યંત પ્રેમ રાખતાં શીખવવાથી નાનાં બાળકોનાં કુમળાં હૃદયની સર્વ કુદરતી સદ્‌ભાવનાઓ જાગૃત થાય, અને વિકાસ પામે એવા પ્રકારનું શાસ્ત્રીય અને વ્યવહારિક શિક્ષણ આપવા માટે આ સંસ્થા સ્થાપવામાં આવી છે. હાલના શિક્ષણક્રમમાં આ બાબતોનો સમાવેશ કરવામાં આવેલો નથી, અને ભવિષ્યમાં પણ કેટલાક વર્ષ સુધી તેનો સમાવેશ કરવામાં આવશે કે નહિ, તે શંકાસ્પદ છે. રાષ્ટ્રની ઇમારતના આ ભાવી સ્તંભ મજબુત થવા જોઇએ, અને તેથી તેમનું ચારિત્ર બચપણથીજ સ્ફટિક જેવું સ્વચ્છ બને અને શરીર મજબુત થાય એવી સતત કાળજી લેવી જોઇએ. વખતના અભાવે બાળકોના વાલીઓથી આમ બની શકતું નથી, તેમજ વિદ્યાર્થીઓની સંખ્યા વધુ હોવાથી શિક્ષકો પણ આ બાબતમાં જોઇએ તેવું કરી શકતા નથી. અને તેથી, તેઓ બંન્નેને મદદ કરવા ખાતર આ બાલવીર સંસ્થા સ્થાપવામાં આવી છે. આ સંસ્થાઓએ ઇંગ્લાંડ. ફ્રાન્સ, જર્મની, અમેરિકા, જાપાન,

તુર્કસ્તાન વગેરે દેશોમાં અપૂર્વ કામગિરી બતાવી છે અને હિંદુસ્તાનમાં પણ થોડે ઘણે અંશે વડોદરા, મહિસુર, ધ્રાંગધ્રા, વઢવાણ, ભાવનગર ખાલસામાં પણ ગોધરા, અમદાવાદ, મુંબઇ, ભરૂચ અને સુરત તથા મહારાષ્ટ્રમાં પુના. બેલગામ તથા નાગપુર મદ્રાસ બંગાળાદિ પ્રાંતોમાં કામગિરી શરૂ થઈ છે. સર્વ સુધરેલા દેશોએ આ સંસ્થાનો જોસબંધ પ્રચાર કરવા માટે કમર કસી છે અને હિંદુસ્તાન પણ આ બાબતમાં દુનિયામાં પછાત રહેશે નહિ એવી આશા છે.

## આ સંસ્થાની આપણા દેશમાં ખાસ જરૂર છે.

(૧) દેશના લોકોને પોતાનો નિર્વાહ કરવા માટે આખો દિવસ કામ કરવું પડતું હોવાથી પોતાના બાળકો પ્રત્યે લક્ષ આપવા વખત મળતો નથી.

(૨) દરેક શિક્ષકના હાથ નીચે ૩૦ થી ૬૦ બાળકો હોવાથી અને શિક્ષક તથા બાળકોનો સહવાસ ફકત નિશાળમાંજ થતો હોવાથી બાળકોની સર્વ અંગની ઉન્નતિ માટે લક્ષ આપવા શિક્ષકને વખત મળતો નથી.

(૩) શિક્ષણ પદ્ધતિ ખામીવાળી હોવાથી વાંચન, લખન તથા ગણિત ઉપરાંત કોઇપણ પ્રકારના ઉદ્યોગ ધંધાનું શિક્ષણ આપવામાં આવતું નથી.

(૪) પોતાની ઓરડી સાફ કરવી, રાંધવું, ધોતિયાં ધોવાં અને ઘર સ્વચ્છ રાખવું વગેરે એવા કેટલાંક કામો કરવામાં બાળકોને શરમ આવે છે.

(૫) આ ઉમરનાં બાળકોને હમેશાં કામમાં પરોવી રાખવામાં ન આવે, તો તેમનો ઉત્સાહ અનિષ્ટ બાબતોમાં દોરાય છે અને તેઓ નિરૂપયોગી થઇ જાય છે. હોંશીયાર અને કુળવાન ઘરના કેટલાક છોકરાઓ દિવસે દિવસે સત્સંગનાં અભાવે ખરાબ અને નકામા થઇ ગયેલા આપણા જોવામાં આવે છે.

(૬) પોતાનું ખાઇને સમાજ માટે જૂજ જેવાં પણ કામો કરવાને તૈયાર રહે એવા નાગરિકો ઉત્પન્ન થવા જોઇએ, અને એમ બનશે તોજ આટલા મોટા દેશમાં સર્વ પ્રકારના ભિન્ન ભિન્ન મતો એકત્ર થવાનો સંભવ છે. બચપણથી જો આવાં નાનાં નાનાં કામો કરવાની ટેવ પડશે તો મોટપણમાં પણ તેવાં કામો કરવામાં તેઓ પોતાને કૃતકૃત્ય માનશે. કાંઇ નહિ તો દરેક શહેરી પોતાની સંભાળ લેતો બને તો પણ ઘણો ફાયદો થશે. આગને વખતે, ચેપી રોગના સમયે, અગર બીજા સામાજીક કાર્યમાં પોતાની મરજીથી આગળ આવતા આ સંસ્થાનાં બાળકો તમે જોયાં હશેજ.

(૭) રાજ્યમાં જોઇતી શિસ્ત, વ્યવસ્થા, સહકાર, અને સહનશીલતાનું પ્રત્યક્ષ શિક્ષણ આ સંસ્થામાં મળે છે. પોતે ચુંટેલા અધિકારીઓના હુકમ આ બાળકો આનંદથી પાળે છે. તેમના આગેવાનોએ આરંભેલું કોઇ કામ ઉત્તમ રીતે પાર પાડવા માટે તેઓ અંતઃકરણપૂર્વક કામ કરે છે. જુદા જુદા ધર્મના અને જુદી જુદી જાતનાં બાળકો પોત

પોતાના ધર્મ અને જાત સાંભળી, બંધુભાવથી વર્તતા જોવામાં આવે છે, હિંદુસ્તાનમાં અનેક ધર્મ અને જાતો હોવાથી આ બધાને એકત્ર થવા માટે દરેકને બીજાના ધર્મ અને અને જાત માટે માન હોવું જોઇએ; અને આવી ટેવ બચપણથી પડે તોંજ મોટપણમાં પરધર્મ અને પરજાતિ માટે સહનશીલતા બતાવવાનો ગુણ આવતો જણાશે.

## બાળકોને શિક્ષણ કેવી રીતે આપવામાં આવે છે.

બાળકોને વર્ગમાં બેસાડીને, સોટી મારીને કે દંડ કરીને અભ્યાસ કરાવવામાં આવતો નથી. તેમને હસાવી રમાડી, મુસાફરી કરાવી કે કૃત્રિમ લઢાઇઓ લડાવી છોકરાઓમાં હરીફાઇની શરતો રમાડી તથા બીજી કોઇ રીતે ઘણી ખરી બાબતો શિખવવામાં આવે છે. કુદરતના સહવાસમાં રહી, સહનશીલ તથા સ્વાશ્રયી બનાવવાનું શિક્ષણ અપાય છે. બાલવીર–શિક્ષક અને બાલવીરનો સંબંધ મોટા નાના ભાઈ જેવો છે. તેઓ બંન્ને પોતાની અંતઃકરણ વૃત્તિથી કામ કરવા આવતા હોવાથી તેમને ભાતૃભાવથી જોડાઈ જવામાં કંઇ હરકત આવતી નથી. બાલવીર–શિક્ષક બાળકો સાથે મિત્ર તરીકે વર્તે છે, તેથી તેમનાં સારા નરસા ગુણ તેના જોવામાં આવે છે અને તેમની મૈત્રી દ્દઢ થવાથી બાળકોના દુર્ગણો દૂર કરવાનું કામ ઘણું સહેલું થઈ પડે છે.

## બાળકોને બાલવીર સંસ્થામાં મૂકવામાં આવતી અડચણો.

(૧) બાળક બાલવીર થયો, એટલે તેને પોષક જોઇએ તેથી ઘણો ખર્ચ થાય છે; બાલવીરને પોષક જોઇએ એટલું જ નહિ, પણ તે આવશ્યક છે, એ કબુલ કરવું પડશે. એક સરખો પોષાક દેખાવમાં સારો લાગે છે; તે ઉપરાંત રમત રમતાં; પ્રવાસમાં કે બીજાં કંઇ કામ કરતાં, આ પોષાક ઘણો ઉપયોગી થઈ પડે છે એ સિદ્ધ છે, જંગલમાંથી દોડતાં કાંટામાં ધોતીયુ ભરાઇને ફાટી જાય માટે ટુંકું પાટલુન પહેરવું, એ સગવડ ભરેલું છે. કોટની ગરજ સારવાને ખમીસને ખીસ્સાં રાખવાની જરૂર છે. સરસામાનની થેલી સહેલાઇથી લટકતી રાખવા માટે ખભા ઉપર ખમીસને પટ્ટીની જરૂર છે. પાણી કાઢવાને અને આગના પ્રસંગે લોકોને નીચે ઉતારવાને દોરડા તરીકે વાપરવા, તથા પહેરવા ઓઢવા સારૂં ફેંટાનો ઘણો સારો ઉપયોગ થાય છે એક બાળકને એક ખમીસ, એક પાટલુન, એક ફેંટો અને ચંપલની એક જોડ હોય અને તેમને કામ કરતી વખતેજ વાપરવામાં આવે તો એક વર્ષ સુધી ટકવામાં બીલકુલ વાંધો આવે નહિ, ખમીસ અને પાટલુન માટે કાપડ તથા સીલાઇ સહીત રૂ. ૬ ફેંટા માટે રૂ. ૧ાા અને ચંપલ માટે રૂ. ૨ પરચુરણ રૂ. ૧ મળી એકંદર રૂ. ૧૦ાા માં એક યુનીફોર્મ (પોષાક) બની શકે છે. તે સિવાય બાળકોની સગવડ પ્રમાણે પ્રથમ ખમીસ, પછી પાટલુન અને છેવટે ફેંટો એમ અનુ-

કુળતા પ્રમાણે બનાવવાની છૂટ રાખી છે. તો પણ બની શકે તો બધા કપડાં એકજ વખતે બનાવવાં તે સારૂં છે, નહિ તો પાટલુન સીવડાવતા સુધીમાં ખમીસ ફાટી જાય, તેથી બધાં કપડાં એકી વખતે પહેરવાનો પ્રસંગ આવે નહિ.

(૨) **બીજી અડચણ વખતની** છે:–બાલવીર શિક્ષણમાં પુષ્કળ વખત જાય છે, એવી કેટલીકની ભુલ ભરેલી સમજ છે, પરંતું ખરી રીતે જોતાં બાલવીર શિક્ષણ એટલે રમત, અને તે રમત દ્વારાજ અપાય છે. તો પણ રમતનો વખત છોડી દઇને અઠવાડીઆનો કાર્યક્રમ બરાબર ગોઠવવામાં આવે, તો બાલવીર શિક્ષણ માટે ફાલતું વખત સારી રીતે મળી શકે એમ છે.

### એક અઠવાડીઆનો કાર્યક્રમ.

| | નિશાળ | ઘેર અભ્યાસ | ઉંઘ | રમત |
|---|---|---|---|---|
| કલાક | ૪૦ | ૩૦ | ૬૦ | ૧૦ |

| | નિત્ય કાર્ય જમવું વગેરે | બાકી વખત |
|---|---|---|
| ,, | ૨૪ | ૪ |

બાળકો ઘર આગળ ૩૦ કલાક કદી અભ્યાસ કરતા નથી, છતાં બાલવીર શિક્ષણ તથા બાલવીર રમતો માટે અઠવાડીઆમાં ઓછામાં ઓછા ચાર કલાક મેળવવા માટે બાળકોને બીલકુલ અડચણ પડશે નહિ.

**બાલવીરોના શિક્ષણમાં શું શું શિખવવામાં આવે છે:**–હમેશાં વ્યવહારમાં ઉપયોગી થાય તેવી દોરડાની ગાંઠો બાંધવી, અકસ્માતના તાત્કાળિક ઉપાયો કરવા, શહેર

સંબંધી ઝીણી ઝીણી બાબતોની તથા આસપાસના સ્થળોની માહિતી મેળવવી, ઝુંપડી બાંધવી, કામચલાઉ પૂલ બાંધવો, નકશો ચીતરવો, સંકેત ચિન્હોથી સંદેશો પહોંચાડવો, આગ હોલવવી, બગીચો બનાવવો, સાયકલપર બેસવું. તરવું વગેરે વગેરે, તે ઉપરાંત કાન, નાક અને આંખની ઇંદ્રિયોને સતેજ કરનારી કેટલીક રમતો રમાડવામાં આવે છે. સુકૃત્યોદ્વારા સમાજની સેવા કરવામાં આવે છે. તે ઉપરાંત જુદા જુદા ધંધામાં નિપુણતા મેળવવા બાબત ચાંદ આપવામાં આવે છે. આવી રીતે બાળકોના કુદરતી ગુણોના વિકાસ માટે પ્રસંગ ઉભા કરવામાં આવે છે.

## બાલવીરોની ચળવળ ફતેહમંદ બનાવવામાં આવતી અડચણો.

(૧) મહેનતુ, અનુભવી અને ઉત્સાહી બાળવીર શિક્ષકો જોઇએ તેટલા મળતા નથી. બાલવીર-શિક્ષકોને કોઈ પણ પ્રકારનો લાભ મળતો નથી, છતાં મહેનત પણ પુષ્કળ કરવી પડે છે, અણધારી અડચણો આવી પડે છે, વિશ્રાંતિનો વખત ઓછો મળે છે—એ બધું ખરૂં છે તો પણ—દેશ માટે કાંઈ પણ કરવું જોઇએ એવું માનનારા કૉલેજના ઘણા તરૂણ વિદ્યાર્થીઓએ, વૃદ્ધ પેન્શનર શિક્ષકોએ તથા તરૂણ વકીલ વર્ગે આ સંસ્થામાં કામ કરવું ઘટે છે. આવા ઉત્સાહી

અને સ્વતંત્ર વૃત્તિના લોકો જો આ ચળવળમાં ભાગ ન લે તો તે સંપૂર્ણ રીતે યશસ્વી થશે નહીં.

બાલવીર શિક્ષકોનો, નિશાળના માસ્તરોનો, તથા વાલીઓનો જોઇએ તેટલો સહકાર થતો નથી. બાલવીર સંસ્થાની શાખાઓ દરેક પોળમાં અથવા મહોલ્લામાં કાઢવામાં આવે તો વાલી અને બાલવીર શિક્ષકોનો સંબંધ ઘાડો બને. નિશાળમાંના શિક્ષણની કેટલીક અપૂર્ણતા પુરવા માટે આ સંસ્થા સ્થપાઇ છે. એટલે બાલવીર–શિક્ષક તથા નિશાળના માસ્તરોએ મળી અરસપરસ મદદથી બાળકોને સુધારવાં જોઈએ. નિશાળના માસ્તરો બાલવીર બનેલા બાળકોના દોષ બાલવીર શિક્ષકોને જણાવીને કાઢી નાંખવામાં મદદ કરે. તો ઘણો ફાયદો થશે. પરંતુ ઘણી વખતે બાલવીર સંસ્થામાં જોડાયેલા એકાદ વિદ્યાર્થીના દુર્ગુણ ઉપરથી શિક્ષક વર્ગ આખી સંસ્થાનો દોષ કાઢે છે. બાળક બાલવીર સસ્થામાં જોડાય કે તરતજ સુધરતો નથી. તેવો સુધારો થવા માટે સર્વની મદદની જરૂર છે. બાલવીરોની ચળવળ ફતેહમંદ નીવડે તેટલા માટે સઘળા શિક્ષકોની મદદની અત્યંત જરૂર છે.

શિક્ષક તથા બાળકોનો પરિચય પુષ્કળ થતો હોવાથી શિક્ષકો આ ચળવળનું મહત્વ છોકરાઓના મનમાં બરાબર

ઠસાવે, તો ઘણો ફાયદો થશે. હાલમાં આ રાજ્યના શિક્ષકોનો ખાસ વર્ગ કાઢી તેમને બાલવીર શિક્ષણની કેળવણી આપવામાં આવેલી હોવાથી આ કાર્યમાં ઘણી ફતેહમંદી મળશે એવી ખાત્રી છે. પરંતુ શિક્ષક વર્ગ આ સંસ્થા તરફ બીનકાળજી બતાવે અને વાલી તરફથી જોઇએ તેવી મદદ ન મળે, તો સારાં પરિણામ આવે નહિ. બાલવીર સંસ્થામાં બાળકને દાખલ કર્યો એટલે આપણી ફરજ પૂરી થઈ ગઇ, એમ વાલીઓએ માનવાનું નથી. બાલવીર શિક્ષક નિશાળના માસ્તર તથા વાલીનો મદદગાર છે. તે પોતાની મરજીથી મદદ કરવા આવ્યો છે, તેથી તેને મદદ કરવી એ તેમની ફરજ છે, પણ આપણા અનુભવમાં ઉલટુંજ જોવામાં આવે છે. વાલીઓની મદદ સિવાય બાળકોમાં સુધારો થઈ શકે નહિ.

આ ચળવળ વિષે બાળકોમાં પ્રેમ અને ઉત્સાહ ઉત્પન્ન કરીને ટકાવી રાખવો હોય, તો તેમને જુદી જુદી બાબતો શિખવવી જોઇએ. બધા ધંધા એકજ માણસ જાણે એ અશકય છે; તેથી જુદા જુદા ધંધા જાણનારા ઘણા લોકોની મદદની જરૂર છે. સુતાર, સોની, છાપખાનાવાળો, દરજી, કંસારો, માળી, ચિત્રશિક્ષક, સાળવી વગેરે ધંધાદારી લોકોની મદદ જોઇએ પણ મળતી નથી, તે ઉપરાંત આ ધંધાઓ શિખવવા માટે જોઇએ તેવાં સાધનો મળતાં નથી. નવી બાબત શિખવવાનું શરૂ થાય એટલે જુની બાબતોમાં બાળકોને કંટાળો ઉપજે છે.

ચારિત્ર અને શરીર ધીમે ધીમે સુધારવાનાં હોય છે, તેટલા માટે બાળકોને ઘણા વખત સુધી આ સંસ્થામાં રાખવાં જોઇએ. આમ બને એટલા માટે તેમને જુદી જુદી બાબતો શિખવવી પડે છે. પરંતુ તેવા શિક્ષણ માટે જોઇતાં સાધનોના અભાવે યોગ્ય પરિણામ જોવામાં આવતાં નથી, અને આ ચળવળ જોઇએ તેવી ફતેહમંદ થતી નથી.

નવસારી
૨-૬-૧૯૨૭ } વસનજી.



# *Boy Scout's Diary*

AND

# POCKET BOOK.



**Giving very useful infomation for wolf-cubs and Boy Scouts.**



**1927**



**Wolf Cub.**

## તમારા બાળકને 'બુલ્ફ કબ' બનવાને આઠ સબળ કારણો છે.

૧. કબીંગ બાળકના ફુરસદના વખતનો સદુપયોગ કરાવે છે, અને કીલકીલાટ ભરેલી શક્તિને સારી સોબતથી સુમાર્ગે કામે લગાડે છે.

૨. 'કબીંગ' બાળકનું ચારિત્ર ઘડે છે.

૩. 'કબીંગ' એ લશ્કરી તાલીમ નથી.

૪. 'કબીંગ' બાળકને સેવાધર્મની તક આપે છે.

૫. 'કબીંગ' બાળકને કાર્યકુશળ બનાવે છે.

૬. 'કબીંગ' બાળકને રાજ્ય વફાદારી અને ઇતબારની સમજ આપે છે.

૭. 'કબીંગ' બાળકને આજ્ઞાંકિત અને સ્વાશ્રયી બનાવે છે.

૮. તદુપરાંત, તમારું બાળક અને પ્રત્યેક બાળક 'કબીંગ'ની મઝા માણે છે.

# કબીંગ.

કબની હીલચાલમાં ટુકડી પાંચ પાંચની પાડવામાં આવી છે. એવી ટુકડીને પંજો કહે છે. અને એવા બેથી છ પંજાને ટોળું—પૅક કહે છે. પંજાના ઉપરીને સરપંચ કહે છે. ટોળા—પૅકના ઉપરીને કબ માસ્તર કહેવામાં આવે છે.

## —:કબનો પોશાકઃ—

| | |
|---|---|
| ખમીશ:—અર્ધી બાયનું<br>પાટલુન:—અધું ઘુંટણ સુધીનું<br>ટોપી:—ઘેરા લીલા રંગની. | } ખાખીરંગ |

## —:ભગવું વસ્ત્ર-વાવટોઃ—

(રામદાસ ગુરૂએ છત્રપતિ શિવાજી મહારાજને આપેલું વસ્ત્ર આર્યભુમિમાં—હિંદમાં ભગવા વસ્ત્રનો અર્થ ત્યાગ થાય છે. ભગવા વાવટાનું સુચન, રાજા એ પ્રજાનો મોટામાં મોટો સેવક.)

'કબ'ની સલામ (સેલ્યુત) જમણા હાથના અંગુઠાની નજીકની બે આંગળીઓ પહોળી કરી બીજી આંગળીઓને અંગુઠાથી દબાવી બે આંગળાંની સલામ 'વુલ્ફ કબો' કરે છે. આ બે આંગળીઓ 'કબ'ની બે પ્રતિજ્ઞા તથા કાયદાનું સ્મરણ કરાવે છે.

## —:કબ પ્રતિજ્ઞા અને કાયદા:—

પ્રતિજ્ઞા:—

૧ ઇશ્વર, રાજા અને કબનો કાયદો પાળવા માટે હું મારી બનતી કોશીષ કરવાનું વચન આપું છું.

૨ દરરોજ હું બીજા કોઇને ઉપયોગી થઈશ.

કાયદા:—

૧ કબ માસ્તર કહે તેમ કરવું.

૨ સોંપેલું કામ અધુરૂં ન છોડવું.

### કબને વચન આપવાની ક્રિયા.

કબમાસ્તર કબને પુછે છે કે-તમે ઇશ્વરને પ્રત્યક્ષ રાખીને કબનું વચન લેવાને તૈયાર છો?

કબ કહે છે. હા.

કબમાસ્તર—તો આપણા-તમારા મહારાજા સાહેબનું આ નિશાન છે તેની આગળ તેનાં વચન આપો.

કબ-(અર્ધી સલામ આપી) હું ઇશ્વરને પ્રત્યક્ષ રાખીને વચન આપું છું કે-હું મારી પ્રભુ તરફની તથા રાજા તરફની ફરજ બજાવીશ, કબના કાયદાઓ પાળીશ અને દરરોજ હરકોઈ રીતે કોઇને પણ ઉપયોગી થઇ પડીશ.

કબમાસ્તર—ત્યારે તમને આજથી કબના ટોળામાં દાખલ કરવામાં આવે છે.

ગ્રાંન્ડ હાઉલ-ગંભીર ગર્જના.

એક મોટા વર્તુલમાં બધા છોકરાઓ કબ-માસ્તરની આજુબાજુ મોટા વરૂની માફક આગળ પગ અને તે પર હાથ રાખી બેસે છે. પછી બધા 'કબો' સાથે મોટેથી બોલે છે.—અકેલા અમે અમારૂં બનતું કરી.....શું આ પોકાર આપ્યા પછી બધા 'કબો' ઝટ ઉભા થઇને બન્ને હાથે 'કબ સેલ્યુત' આપે છે. (બે હાથે સેલ્યુત આપવાનું કારણ એટલુંજ કે બીજા મોટા માણસો એક હાથે કામ કરે છે જ્યારે નાનાં છોકરાં બંન્ને હાથે કામ કરે છે.) ત્યાર બાદ એક મોટો 'કબ' એક ડગલું આગળ આવી મોટેથી તબક તબક તબ...ક (તમારૂં બનતું કરો) એમ (ચારવખત) બોલે છે.

ચોથી વખત તબક બોલાય કે તરતજ બધા કબો ડાબા હાથની સેલ્યુટ મુકી દે છે અને જમણા હાથની સેલ્યુટ કાયમ રાખીને બધા કબો સાથે બોલે છે કે—કરીશું—અબક અબક અબક અબ...ક (અમારૂં બનતું કરીશું) પછી બધા

એક સાથે એલર્ટ પર આવે છે જ્યાર બાદ 'અકેલા' અને 'કબો' નીચલું ગાયન ગાય છે, જેમાં પહેલી લીટી અકેલા બોલે છે અને બીજી લીટીમાં કબો જવાબ આપે છે.

આવો, આવો વીરા સહુ આવો. (૨)
અકેલા, તમે કંઈ ગાવો. (૨)

બનશો કહો કબો કેવા ?
સર ફીરોઝશા મ્હેતા જેવા.
અહા દેશ ભકત તમે થાઓ
અકેલા તમે કંઈ ગાવો.

શીર દેશો રાજ્યને કાજે ?
લ્યો સોગન લઇ આજે.
અહા રાજ્ય ભકત તમે થાવો.
અકેલા તમે કંઈ ગાવો.

કહે માતપિતા તે કરશો ?
શંકા જરા ના ધરશો.
બસ પિતૃ ભકત તમે થાવો.
અકેલા તમે કંઇ ગાવો.

ધર્યું કાર્ય તે કરશો પુરૂં ?
આ હાથ ન છોડે અધુરૂં.

વીરા વફાદાર થાવો.
અકેલા તમે કંઇ ગાવો.
આવો વીરા સહુ આવો
અકેલા તમે કંઇ ગાવો.

## હાઉલ–ગર્જના ક્રમ.

(૧) વચ્ચેનું નાનું ચક્કર (સર્કલ) એ અકેલાને બેસવાનું સ્થાન
(૨) નંબર બેનું વર્તુલ 'અકેલા' ના બેઠક–સ્થાનથી ત્રણ ડગલાં છેટું હોય છે એને વાર્તાનું કુંડાળું કે કાઉન્શીલ રોક કહે છે.
(૩) નંબર ૩ નું વર્તુલ નં. ૨ ના વર્તુલથી પાંચ ડગલાં દુર હોય છે. 'અકેલા' પોતાનું સ્થાન લે છે કે બધા છોકરાઓ પાંચ ડગલા પાછળ પાછળ હઠી નં ૩નું કુંડાળું બનાવે છે. (એને પરેડ સર્કલ કહે છે. તરતજ છોકરાઓ મોટા વરૂની માફક બેસી જઇ આગળ જણાવ્યા પ્રમાણે ગંભીર ગર્જનાના પોકાર કરે છે. નિયમ પ્રમાણે આગળ જણાવ્યા મુજબ પાછા તરતજ વાર્તાનું કુંડાળું (રોક સર્કલ) બનાવી વીખેરાઇ જાય છે.

## બાલુનો ડાન્સ (રીંછનો નાચ.)

ચાલો ભાઇઓ હવે તમે તમારૂં પાછું પરેડ સર્કલ જમાવો. આપણે બાલુનો નાચ કરીએ.

અરે ભાઈ! તમે બાલુને ઓળખો છો? એ તો બહુજ ડાહ્યો અને સારા સ્વભાવનો છે અને એક જાડા સિપાઈદાદા જેવો દેખાય છે. એણે તો બધાં જંગલનાં પ્રાણીઓને જંગલના ધારા શીખવ્યા છે.

આ બાલુના નાચ વખતે જ્યારે 'બાલુ' એવો હુકમ કરવામાં આવે છે ત્યારે દરેક કબ તેના 'લીડર'ની પાછળ જાય છે અને ધીરે ધીરે ચાલે છે. શરીર અકકડ રાખે છે કોણીઓ પાછળ હઠાવે છે. દાઢી હવામાં ઉડાડે છે તેમજ કોઇ ગુસ્સે થઇ ગયલા માણુસની માફક ડાબી અને જમણી બાજુએ જોતા જોતા ચાલે છે અને જેમ જેમ ચાલતા જાય તેમ તેમ 'વરૂના બચ્ચાં'ના બે ધારા મોટા અવાજે બોલતાં જાય છે કે જેથી દરેક માણુસ ઓળખી શકે કે તેઓ વરૂનાં બચ્ચાં છે. તેઓ નીચેના ધારા બોલે છે.

૧ વરૂના બચ્ચાં મોટાઓનું કહ્યું માને છે.

૨ વરૂનાં બચ્ચાં સોંપેલું કામ અધુરૂં છોડી જતાં નથી.

જ્યારે કબમાસ્તર કે 'લીડર' થોભવાનો હુકમ આપે છે કે તરતજ બધાં એકદમ ઉભાં રહી જાય છે. (આ વખતે એક યોગ્ય સંગીત ગાવું આવશ્યક છે) નીચે પ્રમાણેનું સંગીત લલકારે છે.

ગઝલ.

અમે બચ્ચાં વરૂ કેરાં વડીલોનું કહ્યું કરીએ;
ધર્યું જે કાર્ય આ હાથે, અધુરૂં ના મુકી દઈએ.
પ્રતિજ્ઞા કબતણી લીધી, નમન બે આંગળી દ્વારા;
સુણો સૌ કાયદા બે જે, અમોને પ્રાણથી પ્યારા.
અકેલા જે કહે અમને, તત્ક્ષણ તે કરી દઈશું;
ભલે હોય કામ તે ભારે, પરંતુ ના ડરી જઈશું.
અમારા રાજ્યને ખાતર, અમો ગરદન ઝુકાવીશું;
ભલે શિરજાય ધડ પરથી, છતાં ના ઈંચપણ હઠશું.
જન સેવા અમે કરશું, સેવાનો ધર્મ છે પ્યારો;
ભલે બીજા કરે ટીકા, અમારો રાહ છે ન્યારો.

---

**શેરખાન અને તબાકી:**—એક 'કબ' શેરખાન બની ઉચ્ચાશને બેસે છે અને બીજા 'કબો' એના સેવકો બની સામે બેસી શિઆળનો પોકાર કરે છે.

શેરખાનઃ—(મુછે હાથ નાખી) કેમ શિઆળવાંઓ, હું કેવો જબરો આખા જંગલનો બળવાન બાદશાહ છું. આ આખા જંગલમાં આજ મારી આણ વર્તાઇ રહી છે. મારી એક ગર્જનાથી પ્રાણીઓ તો શું, પણ ઝાડો પણ થથરી ઉઠે છે. (પગ પછાડે છે)

પહેલું તબાકીઃ—જી હઝુર, (સલામ કરે છે) સચ બાત હૈ, અપનકી કીર્તિ તે ખલ્ક મશહુર હૈ. (બહુ નીચા નમીને સલામ કરે છે અને પાછળ જઇ વેર લેવાનો ઈરાદો દેખાડે છે.) (પાછળ દુર ઉભેલા મૌગલી અને અકેલા તેમને પોતાના તરફ ખેંચી લઇ પોતાના પોતાના ટોળામાં દાખલ કરી દે છે.)

શેરખાનઃ—હાં ! કેમ ન હોય, જ્યાં સુધી મારા બાહુમાં (હાથ બતાવે છે) બળ છે ત્યાં સુધી કોની મગદુર છે કે મારી સામે એક આંગળી પણ ચીંધી શકે ?

બીજું તબાકીઃ—(બહુજ નીચા નમીને સલામ કરતાં) ગરીબ પરવર સલામત. સાચી વાત છે. આપના બાહુબળ પરજ આ રાજ્ય ટકી રહ્યું છે. (પ્રથમ તબાકીની માફક

પાછળ જઈ કાસળ કાઢવાનો ઇરાદો દેખાડે છે અને 'અકેલા' તેને પોતાના સંઘમાં લઈ લે છે.)

શેરખાનઃ—(મગરૂરી ભરેલા અવાજે) અને છેવટ સુધી ટકી રહેશે.

ત્રીજું તબાકી—(દુરથી નીચાવળી સલામ કરતાં કરતાં પાસે આવી) રાજાધીરાજ એમાં શો શક? આપના ઉપરજ અમારૂં જીવન પણ નભે છે. આપના શિકારમાંથી તો અમને અમારૂં ભોજન મળે છે.

(આ પ્રમાણે બીજાં તબાકીઓ સલામ કરીને પાછળથી ચાલી જાય છે. છેવટે જનારને શેરખાન લાત મારે છે તે તે ચુકાવી ખસી હસતાં હસતાં સલામ કરી પછી જાય છે. )

શેરખાન—(સ્વગત) શું શીયાળવાંઓ નાસી ગયાં ( આજુબાજુ જોઇ) ફીકર નહીં, હું મોગલી વરૂ સંઘ વગેરેનો નાશ કરીશ હું જોઉં છું—

મોગલી પીસ્તોલની માફક તેના તરફ આંગળી સીધી રાખીને આવે છે. શેરખાન એકી નજરે તેના તરફ જોઇ રહે છે–ધ્રુજવા માંડે છે અને છેવટે જમીન પર ઢળી પડે છે. એટલે બધાં

તબાકી બૂમ પાડતાં એકદમ આવી એને ઉંચકી જાય છે. પછી એક બાજુ 'અકેલા' (વરૂ) અને મોગલી ઉભાં રહે છે. તેની સામેની બાજુએ તેના તરફ મોં રાખી શેરખાન ઉભો રહે છે અને શેરખાનના જમણા હાથ તરફ તબાકીઓ એક હારમાં ઉભાં રહે છે.

શેરખાન–(મોગલી અને એકલા તરફ જોતાં)

ચેતજો, ચેતજો ચેતજોહો, આવા લુચ્ચાઓથી ચેતજો.
મોઢા પર મધ જેવું મીઠું મીઠું બોલતા,
પાછળ પૂર્યા પછી ઘોર એજ ખોદતા,
એવા નીમકહરામીનો સંગ તમે મેલજો હો—આવા.

તબાંકીઓ—રે સત્તાના ઘેનમાં છકીજ જે જતા,
ન પાછળ કે આગળનું ભાન રાખતા.
કે ગર્વ તે નાશનું મુળ લેખજો—આવા.

શેરખાન–મીઠી મીઠી જીભ જાણે સાકરથી સારી.
પેટમાં તો રાખતા લાંબી કટારી,
એ નીમકહરામીનો સંગ તમે મેલજોહો–આવા.

તબાકીઓ—હર રાત દીન નોકરી હઝુરની કરી.
બદલામાં આ ચામડી ગઈજ ઉતરી,
આવ્યું પરિણામ આપ યાદ રાખજો–આવા.

'કા'નો નાચઃ—('કા' નામના અજગરનો ભૂખનો નાચ) 'લીડર'ની પાછળ બધા 'કબ્સ' એક-મેકને પકડી લાઇનસર ઉભા રહે છે. પછી 'લીડર' સ્કાઉટની સ્પાઇરલ મુજબ કબ્સો સાથે ચાલે છે. તેમજ અંગ્રેજી (8) આકડાની માફક ચાલે છે. (આ વખતે સીત્કારનો અવાજ ચાલુજ રહે છે.)

'બંદર લોક':—અજગરનો નાચ પૂર્ણ થતાંની સાથેજ 'લીડર' બંદર લોકનો ઓર્ડર આપે છે, કે તરતજ દરેક 'કબ' વાંદરાની માફક મુર્ખાઇ ભરેલા અને બીલકુલ આશય વગરના કૃત્યો કરે છે; જેવી રીતે કે એક 'કબ' જાણે કે બહુજ જરૂરના કામે જતો હોય તેમ અમુક દિશામાં ઝડપથી દોડે છે અને પછી કંઇ વિચાર આવતાં કંઈ યાદ કરતો હોય એવો ડોળ કરી થોભી જાય છે. પછી માથું ખંજવાળી આગળ ધસે છે. નીચે બેસી જાય છે અને આકાશ તરફ કંઇ પણ હેતુ સિવાય જોવા મંડે છે. (૨) કોઈ એક 'કબ' પોતાના ચારે પગે નાચવા મંડે છે તેમજ કાંઈ હેતુ સિવાય ગોળ ચક્કર ફરે છે. (૩) કોઇ પોતાની પુંછડી ખોવાઈ હોય તેમ શોધતું શોધતું ગોળ ફર્યાજ કરે છે. (૪) કોઇ 'કબ' કાલ્પનીક ઝાડની

ડાળીઓ ઉપર ચઢવાનો ડોળ કરે છે. બેસી જાય છે, અને જાણે કે ઝાડની ઉપર બેસી ગયો હોય, તેમ તે ડાળીની મધ્યમાં રહી પોતાનું શરીર ખંજવાળે છે. (૫) કોઇ અંગ્રેજી આઠડાની માફૂક ગોળ ચકકર પૂર્યાજ કરે છે. (૬) કોઇ કલ્પી લીધેલા દુશ્મનને પકડવા સારૂ આસ્તે આસ્તે અને છુપી રીતે જાય છે. પછી વચ્ચે એકદમ બેસી જઇને આકાશમાં તારાઓ તરફ જોવા માંડે છે. (૭) કોઇ પોતાની પુંછડી પાછળ દોડે છે, વળી થોડાં ડગલાં ચાલે છે અને પૂરી પાછું પાછળ દોડવા માંડે છે. (૮) કોઈ આમ તેમ હાથના પછાડા મારે છે. પોતે કલ્પી કાઢેલાં–લીધેલાં ઘાસના તણુખલાં હાથમાં લઇ જોયા કરે છે.–તપાસ્યા કરે છે અને વળી પાછા હાથ પછાડે છે. (૯) કોંઇ ગુલાંટો ખાય છે, પાછું બેઠું થઈ જાય છે– અને પોતાનું શરીર ખંજવાળે છે. (૧૦) કોઇ ઘણીજ ઉતાવળથી ચાલે છે, જાણે કે બહુજ અગત્યના કામ સારૂ જતો હોય તેમ થોડાં ડગલાં ચાલે છે, અટકી જાય છે. જે કામ માટે જતું હતું તે કામ ભુલી જવાનું ડોળ કરે છે, માથું ખંજવાળે છે, અને યાદ આવતું હોય તેમ જુદીજ

દિશાની અંદર જોરથી ચાલે છે અને ઉપર પ્રમાણેની ક્રિયા પૂરી ફરીને કર્યા કરે છે.

આમ કરવામાં દરેક જણે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે સૌએ પોતપોતાનું કામ સંભાળી બીજા શું કરે છે તે તરફ બીલકુલ લક્ષ આપવું નહિ. બધો વખત જાણે કે બહુજ કામમાં છું. એવો દેખાવ દરેકે કરવાનો હોય છે. 'બંદર લોક' ના નાચ દરમ્યાન તમામ છોકરાઓએ વાંદરાનો અવાજ કર્યા કરવો જોઈએ.

'કા' 'બંદર લોક' પછી એકદમ અચાનક 'લીડર' 'કા' એ પ્રમાણે ભારે—ગંભિર બૂમ પાડે છે. બધા વાંદરાઓ 'કા' ની બૂમ સાંભળી, બીકથી ભયભીત થઇને ઠરી ઠામ થઈ જઈ ધ્રુજવા માંડે છે. વાંદરાઓ સમજે છે કે જો વિફર્યો તો આ અજગર દરેકને પકડી પકડીને હાડકાંના ચૂરેચૂરા કરી નાખવાનો. આ પ્રમાણે બધા ઠરીઠામ થઇ થઈ ગયા પછી જે કબને 'કા' ના માથા તરીકે રાખવામાં આવ્યો હોય ('લીડર') તે ઉભો થઈ પોતાના બેઉ હાથો લંબાવી, અંગુઠા ભીડે, માથું નીચું રાખે, અને ધીરે ધીરે પોતાનું શરીર આમ તેમ હલાવે છે. એટલે કે જેમ મણીધર ડોલતો

હોય એમ ડોલે છે. એક વખત અજગર-'કા' સીત્કારનો ફુંફાડો મારે છે કે બધા વાંદરા બીતા બીતા ને સંકોચથી એક ડગલું આગળ આવે છે. એ અજગર તેમાંના એક તરફ આંગળી કરે છે કે તરતજ તે બીધેલો વાંદરો પેટે ચાલતો આગળ આવે છે અને 'કા' ના બે પગની વચ્ચે ઘુસી જાય છે. પાછળ જઇ 'કા' ને પકડી ઉભો રહે છે-એટલે કે અજગર તેને ગળી જાય છે. અરે ભાઈ! આવી રીતે એક પછી એક ડઝનેક વાંદરાઓ સ્વાહા થઇ જાય છે, અને આવી રીતે ફરીથી 'કા' નામના અજગરનું આખું શરીર બંધાય જાય છે કારણકે ગળેલાં વાંદરાં 'કા' ની પાછળ એક એકને પકડી પુંછડી રૂપે ઉભાં રહે છે. બાકીનાં બીજાં ધીરે ધીરે ગોળ પૂરતાં તેની પાછળ જઇને અજગરની પુંછડી રૂપે ઉભાં રહે છે. પછી 'કા'-સુઇ જાય છે. ત્યારબાદ 'લીડર' 'કબ હાઉલ' નો ઓરડર આપે છે કે તરતજ દરેક કબ ઉછળે છે, કુદે છે અને 'પરેડ સર્કલ' બનાવી રાખેતા મુજબ 'અકેલા' ની ગંભીર ગર્જનાનો પોકાર કરે છે.

'બધીરા ડાન્સ' (કાળા ચિત્તાનો નાચ)

આ 'ડાન્સ' માં દરેક 'કબ' ચિત્તા બને છે અથવા

પોતે ચિન્તાતુર છે એમ માને છે. આ વખત 'પૅક'—ટોળું 'પરેડ સર્કલ'માં હોય છે. દરેક 'કબ' કંઇ પણ શિકાર કરવાને માટે શોધમાં હોય તેમ ડાબી અને જમણી બાજુએ જોતાં જોતાં પેટે ચાલીને દબાતું દબાતું જાય છે જાણે કે એકદમ શિકાર દેખાય છે તેમ દરેક 'કબ' એકદમ બેસી જાય છે અને વર્તુલના મધ્યબિંદુ તરફ પોતાનું માથું ફેરવતું ફેરવતું જોયા કરે છે. દરેક 'કબ' એવી કલ્પના કરે છે કે, એક હરણ તેની સામે ચરતું ઉભું છે. પોતે દેખાઈ ન જાય માટે તે ચાર પગે ચાલે છે, મધ્યબિંદુ તરફ વળે છે. વળી પેટે ચાલીને થોડાં ડગલાં પાછળ જાય છે અને જાણે કે હરણને બીવડાવ્યા વગર તેને ગફલતમાં નાખી તેને પકડવા માંગતું હોય તેવો દેખાવ રાખે છે. ત્યારપછી દરેક 'કબ' ધીરે ધીરે પેટે ચાલતું મધ્યબિંદુ તરફ પ્રયાણ કરે છે. જેમ જેમ 'કબ્સો' પાસે આવતાં જાય છે તેમ તેમ એક બીજાની પાસે પાસે ભેળાતાં જાય છે અને બહુજ ધીરે ધીરે આગળ ગતિ કરે છે. જ્યારે તેઓ બધાં મધ્યબિંદુઓની નજીક લગભગ આવી રહે છે ત્યારે તેઓ ઉબડાં પડયાં રહે છે.

'લીડર' એકદમ ચલાવો એવો હુકમ આપે (હલ્લો કરો, પકડો, આગળ ધસો, મારો, આવા શબ્દો વાપરવા ) જેવો આ હુકમ અપાયો કે તુર્તજ તેઓ ચિત્તાની એક મોટી બુમ પાડી, તે કાલ્પનીક હરણના ઉપર ધસી તેને પકડે છે, અને તેના શરીરના ટુકડે ટુકડા કરી નાખે છે. ત્યારપછી તેઓ પાછાં હઠે છે અને એકદમ કુદી પરેડ સર્કલ બનાવે છે, કે જ્યાં તેઓ ચિત્તા રૂપે શિકારના હાથ આવેલા માંસના ભાગ, ટુકડા-કડડાઓ નીચેનું ગાયન લલકારતા ખાય છે.

( ગાયન )

લીડર-થાઓ થાઓ તૈયાર, મળ્યો ભરપુર શિકાર,
 આજ જંગલમાં મંગલ બનાવીએ.
કબ્સ-કરો હાજર શિકાર, અહીં ખાવા તૈયાર,
 આજ આનંદની રેલો રેલાવીએ.
કબ્સ-મળી એકત્ર સાથ, કેવી ભીડી ભારે બાથ,
 આપણ સાચા શિકારી કેવડાવીએ.
લીડર-વાહ ભારે કીધી ખુબ, એ સંપનાં સુખ,
 ભાઈ, સંપના બીજ ખુબ વાવીએ.

( આખા નાચ દરમ્યાન દરેક કબે 'લીડર' તરફ ખાસ ધ્યાન રાખવું અને 'લીડર' જેમ કરે તેમ તરતજ કરવું.)

**'વુલ્ફ કબ'ની ફરજો:**—પોતાની મેળે અગ્નિ કેમ સળગાવવો, પોતાનું ખાણું કેમ–કેવી રીતે તૈયાર કરવું–પકાવવું, કેમ્પની અંદર કેવી રીતે સગવડ ભરેલી રીતે રહેવું, પોતાની ઝુંપડી કેવી રીતે બાંધવી, અજાણ્યા મુલકમાં પોતાનો રસ્તો કેમ શોધી કાઢવો, પોતાના સોબતીઓ સાથે ઇશારતથી કેવી રીતથી વાતચીત કરવી, બીજા લોકો ઉપર કેવી રીતે ઉપકાર કરવા અને અકસ્માતના સમયમાં બીજાઓને કેમ મદદ કરવી તે 'વુલ્ફ કબ'ને જાણવું આવશ્યક છે. તવંગર હોય કે ગરીબ હોય, ગામડાનો હોય કે શહેરનો હોય તો પણ દરેક બાલવીર આ કામ સહેલાઇથી કરી શકે છે.

**માતૃ દિવસ:**—નાનાં બાળકોને જોઈને માતાને ઘણોજ આનંદ થાય છે. અને નાના બાળકો માતાને ઘણુંજ ચાહે છે. એટલા માટે માતા ખુશી થાય, માતાને આનંદ થાય તેવું કરવાનો એક દિવસ નાના બાળકોએ રાખવો જોઇએ.

નાનાં બાળકોએ તે દિવસે વ્હેલા ઉઠી નાહી ધોઇ માતાને નમન કરવું, બની શકે તો કંઇ ભેટની વસ્તુ આપવી, અગર તો તે જે કંઇ કંઇ કામ ફરમાવે તે ઉત્સાહથી કરવું. (જેની માતા મરી ગઈ હોય, તેવાં બાળકોએ તે દીવસને બહુ આનંદમય બનાવવાનો પ્રયત્ન કરી, પોતાની માતાના માનમાં પ્રાર્થના આપી તે દિવસ બહુ સારી રીતે ઉજવવો.

સૂચનાઓઃ—માતૃ દિવસને દહાડે છોકરાંઓ શું શું કરી શકે? ઘરને માટે ચાહ બનાવી શકે, ચુલો કે સંચો (સ્ટવ) સળગાવી શકે, પોતાનાં કપડાં પોતેજ તે દિવસે સાફ કરે. ઓરડો, આંગણું વાળી ઝાડી સાફ કરી આપે. સવારમાં વ્હેલો ઉઠી પોતે કામો ઉપાડી લે. વડીલો વગેરે જમવા બેસે ત્યારે સૌને પોતે પીરસે. પોતે બનાવેલો ખોરાક શાક વગેરે સૌને ચખાડે, છોડ, બી, રોપે, તેને આખુ વર્ષ પાણી પાઇ ઉછેરવાનો ટેક લે. પાણી ખેંચે, બજારનું પરચુરણ કામકાજ કરી આવે અને સાંજના બધા કબ્સો ત્થા કબ માસ્તર સાથે માતૃદિવસ ઉજવવા માટે હાથમાં પોતાના વાવટાઓ ત્થા 'માતૃદિવસ' એમ લખેલો એક

મોટો વાવટો લઇને ગામમાં સરઘસ કાઢે અને નદી બંદર જેવે સ્થળે જઇ નાનકડી ચેવડા પારટી ઉજવે.

## સતકાર્યો (Good turns) કરવા સંબંધી સૂચનાઓઃ—

નાંનાં બાળકો બીજું તો શું કરી શકે ? પણ તેમનાથી બનતું કરવાને તો ચુકવુંજ ન જોઇએ. કોઈ ઘરડું માણસ પોટલું લઈ જતું હોય તો તેનું પોટલું ઉંચકવામાં મદદ કરે. ભૂલા પડેલાને કે અજાણ્યાને માર્ગ બતાવે. કોઇનું બારણું ખોલી આપે. આંધળાં માણસોને કે છોકરાંઓને ભરગચ રસ્તામાં ચાલવામાં મદદ કરે. તરસ્યાં માણસ કે જનાવરને પાણી પાય. પડી ગયલાની કે વાગેલાંની સારવાર કરે. કોઇએ આપેલો કાગળ ટપાલમાં નાંખી આવે. કોઇનો સંદેશો પહોંચાડે. કાગડાઓ વિગેરે જનાવરોને ફોલી ખાતા હોય તેને અટકાવવા. વરસતે વરસાદે ભિખારી કે એવા કોઇ બીજાને પોતાની છત્રીમાં લઈ જાય. ઘરડાં માણસને રેલ્વેમાં બેસવાની જગા કરી આપે—વિગેરે વિગેરે અનેક સતકાર્યો બાળકોએ હરરોજ કરવાં જોઇએ. વળી આવાં સત્કાર્યો કરવામાં ઇનામ કે પ્રશંસાની ઈચ્છા રાખવી

ન જોઇએ. દરરોજ એક ભલું કાર્ય કરવાની પોતાની ફરજ છે એમ સમજીને દરેક 'સ્કાઉટ' યા 'વુલ્ફ-કબ' તે સત્કાર્ય કરે છે.

દરેક કબે 'ટેન્ડર પૅડ' પસાર કરવા આગમજ નીચેના વિષયો જાણવા જોઈએ. વિભાગ (૧) હાઉલ આપવી (૨) 'બાલુ' નો નાચ (૩) બધીરા (૪) શેરખાન-તબાકી (૫) 'કા' (૬) 'બંદર લોક' (૭) 'કા' (૮) હાઉલ.

વિભાગ-૨. (૧) 'વુલ્ફ-કબ' નાં વચન (૨) (૨) 'વુલ્ફ-કબ'ના ધારા-નિયમો (૩) એલર્ટ, સ્ટેન્ડ ઇઝી, ઈઝી. (૪) સેલ્યુટ (૫) હાઉલ (૬) સર્કલ (પરેડ અને કાઉન્સીલ રૅાક) (૭) જંગલનો નાચ.

## ફર્સ્ટ સ્ટાર (એક તારક કબ)

એક તારક કબની પંકિત માટે નીચે પ્રમાણેનું જ્ઞાન હોવું જોઈએ,

(૧) ભગવા વાવટાની માહિતી જાણવી જોઈએ.

(૨) રીફનૉટ, શીટ બેન્ડ, કલોવહીચ અને બોલીનની ગાંઠો બાંધી જાણવા જોઇએ તેમજ તે કયા કયા કામોમાં વપરાય છે તે જાણવું જોઇએ.

(૩) ગુલાંટ ખાતાં તથા પોતાની ઉમ્મરના બીજા છોકરાની પીઠ પરથી કુદી જતાં આવડવું જોઈએ, દસ વારને છેટે ઉભેલો છોકરો છ વખતમાંથી ચાર વખત ઝીલી શકે તે પ્રમાણે પ્રથમ જમણા અને પછી ડાબા હાથથી દડો ફેંકતાં આવડવું જોઇએ. તેમજ દશ વારને છેટેથી કોઈ દડો ફેંકે તે છ વખતમાંથી ચાર વખત એક હાથ યા બન્ને હાથે ઝીલવો જોઇએ.

(૪) 'સ્કીપીંગ' તથા ૯"×૫" ની ત્રણ ચોપડીઓ માથા પર મુકી પકડયા વગર દસ વાર ચાલવું જોઇએ.

(૫) હાથ, દાંત તથા નખ સાફ રાખવા તથા નાકથી શ્વાસ લેવો અને તેની અગત્ય જાણવી જોઇએ.

(૬) ઘડીયાળમાં જોઈને વખત કહેવો.

(૭) 'ફર્સ્ટ સ્ટાર' પસાર કરવા માટે ઓછામાં ઓછા ત્રણ મહીના સુધી 'વુલ્ફ કબ' તરીકે રહેવું જોઇએ.

## 'સેકંડ સ્ટાર' (દ્વિતારક કબ)

દ્વિતારક કબને નીચેનું જ્ઞાન હોવું જોઇએ.

(૧) સીગ-લીંગ (વાવટાથી વાત કરવી) કબે સેમાફોરના અથવા મોર્સના બધા મુળાક્ષરો જાણવા જોઇએ.

(૩) 'બરોડા સ્ટેટ એન્થમ' ગવાતું હોય ત્યારે 'કબે' સેલ્યુત કરવી અને એન્થમ ગાતાં આવડવું જોઇએ.

(૪) સેવિંગ્સ બેંક—દરેક કબે પોતાના હાથથી કોઇ પણ ચીજ બનાવીને વેચી અથવા મહેનત કરીને કમાઇને સેવિંગ્સ બેંકમાં આઠ આના મુકવા જોઇએ.

(૫) 'કબે' લાકડાંની, ધાતુની, કાર્ડબોર્ડની અથવા માટીની કાંઈપણ ચીજ બનાવી જાણવી જોઇએ.

(૬) પોતાના કપડાં ધોતાં, તથા ઘડી વાળતાં, બુટ સાફ કરતાં, અગ્નિ ચેતાવતાં, દોડીને કે સાયકલ પર પંદર શબ્દોનો સંદેશો ભૂલ વગર લઇ જતાં આવડવો જોઇએ. તેમજ મહોલ્લાની સુઘડાઈ રાખતાં આવડવી જોઇએ.

(૭) શારરીક જેવી કે પગને હાથ લગાડવો (Toe touching) ઘુંટણ વાળવાની કસરત (Kness bending exercises), પાટીયા પર ચાલવું. (Walking the Plank) વીગેરે કસરતો જાણવી જોઇએ.

(૮) કપાયલી આંગળી પર અને બળી ગયલા ભાગ પર પાટો બાંધતાં તથા જખમની સફાઇ તથા સારવાર કરતાં આવડવું જોઇએ.

(૯) 'સેકંડ સ્ટાર' પસાર કરવા માટે ઓછામાં ઓછા છ મહીના સુધી 'વુલ્ફ કબ' તરીકે રહેવું જોઇએ.

---

*Wolf-Cub's Motto :—*

**Do Your Best**

**તમારૂ બનતું કરો.**

The D. K. Tata A. V. School
Navsari



**Wolf Cub.**

# TENDERFOOT SCOUT

'ટેન્ડર ફુટ' માં ૧૧ થી ૧૮ વર્ષ સુધીની ઉંમર તથા બીજી બાજુ પર આપેલાં 'ટેન્ડર ફુટ ટેસ્ટ' માં જણાવેલી બાબતો આવડવી જોઇએ.

**Scout Motto**

# BE PREPARED

# Tenderfoot Test.

NAME ______________ Date ______________

| Sudject. | Results. | Remarks. |
| --- | --- | --- |
| Foot Drill. | | |
| Staves Drill. | | |
| Knot Tying | | |
| Secret Signs. | | |
| Laws and Pledges. | | |
| Semaphore | | |

Centre ______________

______________

Scout Commissioner



**Boy Scout.**

# બાર સબળ કારણો.

## તમારો કુમાર શા માટે બાલવીર (સ્કાઉટ) હોવો જોઇએ.

૧ સ્કાઉટીંગ કુમારના ફુરસદના વખતનો સદુપયોગ કરાવે છે.

૨ સ્કાઉટીંગ કુમારનું ચારિત્ર ઘડે છે.

૩ સ્કાઉટીંગ એ લશ્કરી તાલીમ નથી.

૪ સ્કાઉટીંગ કુમારને સેવાધર્મની તક આપે છે.

૫ સ્કાઉટીંગ કુમારને રાજ્ય વફાદારી અને ઇતબારની સમજ આપે છે.

૭ સ્કાઉટીંગ કુમારને સ્વાશ્રયી બનાવે છે.

૮ સ્કાઉટીંગ કુમારને તંદુરસ્ત બનાવે છે.

૯ સ્કાઉટીંગ કુમારની દ્રષ્ટીમર્યાદા વિશાળ બનાવે છે.

૧૦ સ્ટાઉટીંગ કુમારને આનંદી અને હસમુખો બનાવે છે.

૧૧ સ્કાઉટીંગ કુમારને સૃષ્ટિ સૌંદર્યની વિશાળતા સમજાવે છે.

૧૨ સ્ટાઉટીંગ કુમારને 'માણસ' બનાવે છે.

**Be Prepared.**
**Do a good turn daily.**

# BARODA ANTHEM.

શ્રી પ્રભુ આપો દીર્ઘ આયુ શ્રી સયાજી મહારાજા

નૃપતિને શાંતિદાતાએ નૃપનું

સુરાજ્ય જગતમાં અચલ રહો કીર્તિવંત

વિશ્વમાં થજો ભાગ્યશાળી નૃપતિ સદાએ

ગણજો હે વિશ્વધી પતિ

આરોગ્ય નૃપતિને સારૂં આપજો સૌખ્યમાં

સદાએ ભૂપતિ વસો શત્રુઓ

સૌ નાશ પામજો અચલ અમલ ન્યાય થકિ

નિજ પ્રજાપતિ દીન પ્રતિપાલન

નૃપ કરજો નીતિમાન ગુર્જરાધિપતિ

અમર તપો વિભો સંતતી સંપતી સ્નમતી સ્ત્કૃતી

સૌએ ભૂપતિને આપજો.

---

જ્યાં જ્યાં આ રાજગીત ગવાતું હોય ત્યાં સ્કાઉટે 'એલર્ટ' થઇ સલામ કરવી.

## SCOUT'S HONOUR

"The scout's honour is a sense of responsibility in him towards **God** and **Man** such as compels the trust of others.

## સ્કાઉટનો ઇતબાર.

"સ્કાઉટનો ઈતબાર એ (સ્કાઉટમાં) ઇશ્વર અને મનુષ્ય તરફની તેની જવાબદારીને લગતી એવી એક લાગણી છે કે જે બીજાનો વિશ્વાસ જીતી શકે છે."

## THE SCOUT'S PROMISE

"I promise on my honour that I will do my best.

(1) To do my duty to God, King and Country.
(2) To help other people at all times.
(3) To obey the Scout Law.

## સ્કાઉટનું વચન.

"મારા ઈતબાર પર વચન આપુ છું કે:—

(૧) ઇશ્વર, રાજા, અને દેશ પ્રત્યે મારી ફરજ બજાવવા.
(૨) બીજા લોકોને દરેક પ્રસંગે મદદ કરવા.
(૩) સ્કાઉટના નિયમો પાળવા મારાથી બનતું કરીશ.

# THE SCOUT LAW

(1) A Scout's honour is to be trusted.

(2) A Scout is loyal.

(3) A Scout's duty is to be useful and to help others.

(4) A Scout is a freind to all and a brother to every other scout no matter to what social class the other belongs.

(5) A scout is courteous.

(6) A Scout is a friend to animals.

(7) A Scout obeys orders of his officer without question.

(8) A Scout smiles and whistles under all difficulties.

(9) A Scout is thrifty.

(10) A Scout is pure in thought, word and deed.

## સ્કાઉટના નિયમો.

(૧) સ્કાઉટનો ઇતબાર વિશ્વાસને પાત્ર હોય.

(૨) સ્કાઉટ વફાદાર હોય.

(૩) બીજાઓને ઉપયોગી અને મદદગાર બનવું એ સ્કાઉટની ફરજ છે.

(૪) સ્કાઉટ સૌનો મિત્ર છે અને દરેક બીજા સ્કાઉટનો બન્ધુ છે પછી તે સ્કાઉટ ગમે તે દરજ્જાનો કે પંક્તિનો હોય.

(૫) સ્કાઉટ વિનયશીલ હોય છે.

(૬) સ્કાઉટ પ્રાણી માત્રનો મિત્ર હોય.

(૭) સ્કાઉટ પોતાના અમલદારના હુકમો કંઈ પણ વાંધા વગર પાળે.

(૮) સ્કાઉટ બધીજ મુશ્કેલી હસીને દુર કરે.

(૯) સ્કાઉટ કરકસર કરનારો હોય.

(૧૦) સ્કાઉટ મન, વચન અને કર્મથી પવિત્ર હોય.

## SCOUT SECRET SIGN.

Three fingers held up remind him of his three promises in the Scout Oath.

## GOOD TURNS.

"A scout must try his best to do a good turn to somebody every day."

મહાન કૃપાળુ પરમેશ્વર તરફથી આપણને દ્રવ્યની, શરીરની કે મગજની શકિત જે કાંઇ થોડા ઘણા પ્રમાણમાં મળી છે તે કેવળ આપણા પોતાનાજ ઉપયોગ માટે નથી. આપણને અન્ય પ્રાણીઓ કરતાં બુધ્ધિ વિશેષ આપેલી છે. તે

શક્તિનો સદુપયોગ કરી જનમંડળના કલ્યાણ માટે સદા તૈયાર રહેવું જોઈએ. A Sccut must do a good turn daily" યાને સ્કાઉટે દરરોજ એક ભલું કાર્ય કરવું જોઇએ. બાલવીર સંસ્થાના અંતીમ ધ્યેયને પહોંચવવાને પ્રથમ પગથીયું આ એક વાક્યમાં સમાયું છે. વાસ્તવિક રીતે જોઇશું તો બીજાનું ભલું કરવાનો ગુણ તે ખરેખર આપણા આત્માની ઉન્નતિ માટેજ છે. જો તમે આ લોકનું સુખ મેળવી પરલોકનું સુખ ભોગવવાની ઇચ્છા રાખતા હો તો તમારે હમેશાં બીજાઓનું ભલુ કરવાને હર પળે તૈયાર રહેવું જોઇએ.

સમાજસેવા એકલા દ્રવ્યથીજ થઇ શકે એવું કંઇ નથી. અપંગ અશકત માણસોને કાંઇ પણ બદલાની આશા રાખ્યા વગર મદદ કરવી એ પણ સમાજસેવા છે, દરદીઓની સારવાર કરવી, જાત્રા અગર મેળાવડા જેવા પ્રસંગે સ્વયંસેવક તરીકે હાજર રહેવું અને લોકોને બને તેટલા ઉપયોગી થઇ જનસેવા કરવી.

એક નિશાળના હેડમાસ્તર સાહેબ હંમેશાં બીજાનું ભલું કરવાને તત્પર રહેતા અને શાળાના

છોકરાઓને પણ વારંવાર એનોએજ બોધ આપતા. એક દિવસ એવું બન્યું કે સ્કુલની સામે થોડેક છેટે આવેલા એક કુંભારના ઘરને આગ લાગી. કુંભાર કંઇ કારણસર બહાર ગયો હતો. હેડ માસ્તર સાહેબે જોયું તો ઘરને ચોગરદમથી આગ લાગી છે. આથી એમનો પરોપકારનો જુસ્સો ઉછળી આવ્યો, પોતાની ડીગ્નીટીની પણ પરવા ન કરી. પોતે આગળ થયા અને પાછળ મોટા હોશિઆર છોકરાઓને મદદે લીધા. તેમને હાર-બંધ ગોઠવી મોટી બાલદીઓમાં પાણી ભરી ઘરને ઘણા થોડા વખતમાં હોલવી નાંખ્યું, આ કાર્યથી આખું શહેર છક થઈ ગયું અને એમની પ્રસંશાના યશોગાન ગવાયાં. આગળ જતાં પેલા છોકરાઓ પણ ઢોર, માણસ વગેરે પડી ન જાય તેટલા માટે રજાના દિવસોમાં મહોલ્લાના અથવા સડકના ખાડાઓ પુરતા.

## SCOUT KNOTS.

Reef knot ( રીફ નોટ ) for tying two ropes together. સરખી જાડાઈનાં બે દોરડાં આ ગાંઠથી જોડી શકાય છે. તેમજપાટા વગેરે બાંધવામાં આ ગાંઠ સારી પડે છે.

Sheet Bend ( શીટ બેન્ડ ) for tying two ropes of different Thickness. જાડાં પાતળાં દોરડાં સાથે બાંધવા હોય તો આ ગાંઠથી જોડાય છે.

Sheep Shank ( શીપ શેન્ક ) for Shorteuing ropes. દોરડું લાંબુ હોય તો તેને ટુંકુ કરવા માટે આ ગાંઠ કામ લાગે છે.

Fisherman's Knot ( ફીશરમેન્સ નોટ ) for tying two wet ropes of different size. બે ભીનાં દોરડાં આ ગાંઠથી જોડાય છે.

Clove Hitch ( કલવ હિચ ) for fastening a rope to a pole. થાંભલે દોરડું બાંધવું હોય તો આ ગાંઠ કામ લાગે છે.

Bow Line ( બો લીન ) For tying round a person being lowered from a building માણુસોને નીચે ઉતારવાના હોય કે આગમાંથી માણુસને ઘસડી દુર લેવા હોય ત્યારે અથવા તાત્કાલીક ઇલાજમાં આ ગાંઠ વપરાય છે.

---

## SCOUT SIGNS. સ્કાઉટની નીશાનીઓ



Road to be followed.
જે દિશા બાણ બતાવે તે દિશામાં જવું.




Letter hidden three paces from here in the direction of the arrow.
જે દિશા બાણ બતાવે તે દિશામાં ત્રણ પગલાં પર કાગળ કે કાંઈ વસ્તુ સંતાડેલી છે.

X

Road not to be followed.
આ રસ્તે જવાનું નથી.



"I have gone home"
હું ઘેર ગયો છું.



F. T. T.

(Signed) Scout No. 4. Tiger Patrol, First Tata Troop.
ફર્સ્ટ તાતા ટ્રુપના ટાઇગર પેટ્રોલના ચોથા સ્કાઉટની સહી.

# Words of Command.

Alert
Stand Easy
Easy
Sit at Ease
Right Turn
Left Turn
About Turn
Right Incline
Left Incline
Mark Time
Quick March
Step Short
Step Out
Double
Halt
Scout's Pace
Eyes Right
Eyes Left
Salute
Half Salute
General Salute
Royal Salute

Take Cover
Number
Form Fours
Form Two Deep
Fall Out
Fall in
Dismiss

STAVES DRILL

Alert or Order Staves
Trail Staves
Stand at Ease
Easy
Slope Staves
Rest on Stavee
Ground Staves
Support Staves
Secure Staves
Gather Staves
Shoulder Staves
Change Staves
Arch Staves
Present Staves

## Second Class Test.

Name ______________________

Date ______________

| Subjects. | Results. | Remarks. |
|---|---|---|
| Semaphore. | | |
| First Aid. | | |
| Cooking. | | |
| Games. | | |
| Tracking. | | |
| Scouts Pace. | | |
| General knowledge | | |

Centre ______________

______________

Scout Commissioner.

# WHISTLE SIGNALS

| | |
|---|---|
| One long blast<br>એક લાંબો અવાજ | Silence, alert, listen<br>શાંત થાઓ, બરાબર ઉભા રહો, બીજી નીશાની માટે તૈયાર રહો. |
| Quick short blasts<br>ટુંકા ઝડપી અવાજ | Fall in three paces in front of Leader<br>ભેગા થાઓ, લાઇનમાં આવી ઉભા રહો. |
| Three long blasts<br>ત્રણ લાંબા ધીમા અવાજ | Extend, Separate, Scatter<br>આગળ વધો, છુટા પડો દુર જાઓ. |
| Short long, short long alternately<br>એક ટુંકો, એક લાંબો એમ વારાફરતીઅવાજ | Danger take cover,<br>ભયની નિશાની, જગ્યાની બરાબર સંભાળ રાખો. |
| Three short blasts followed by one long blast<br>ત્રણ ટુંકા અવાજ અને પછી એક લાંબો અવાજ | Patrol Leaders come to the Scout-master<br>પેટ્રોલ લીડરો સ્કાઉટ માસ્તરની આગળઆવો. |

YELLS (ગર્જનાઓ)

૧. સેના ખાસ ખેલ સમશેર બહાદુર
જીનગર જીનતખ્ત જય-જય-જય.

૨. હારીએ ન હિંમત બિસારીએ ન રામ
જીસબિદ રખે રામ ઉસ બિદ રહેના આરા....મ
દટે રહો જમનાકે તીર.

૩. ચંડી—ચંગ, જગદંબ—હ્રી—

૪. રાધે શ્યામરાધે શ્યામરાધે શ્યા........મ.

૫. ઇનમલાયા હ્રી...........(૩)

૬. બીઝંડ બીઝંડ કુસ્તજન્દ્રાં........બીઝંડ

**The Compass.**



# First Class Test.

NAME ______________ Date ______________

| Sudject. | Results. | Remarks. |
|---|---|---|
| Swimming and Diving ... | | |
| Morse Signalling... | | |
| Jonrney ... ... | | |
| Life Saving... ... | | |
| Map reading & Drawing ... ... | | |
| Pioneering ... ... | | |
| JudgingDistance... | | |
| Recruit ... ... | | |
| Srving Bank ... | | |

Centre ______________

______________
Scout Commissioner.

# YELLS

## MORSE, SIGNLS.

A · —
B — · · ·
C — · — ·
D — · ·
E ·
F · · — ·
G — — ·
H · · · ·
I · ·
J · — — —
K — · —
L · — · ·
M — —
N — ·
O — — —
P · — — .
Q — — · —
R · — ·
S · · ·
T —

U · · —
V · · · —
W · — —
X — · · —
Y — · — —
Z — — · ·
Full stop · · · · · ·
End · — · — ·
Repeat or erase · · · · · ·
Ch — — — —

Numbers.

1 · — — — —
2 · · — — —
3 · · · — —
4 · · · · —
5 · · · · ·
6 — · · · ·
7 — — · · ·
8 — — — · ·
9 — — — — ·
0 — — — — —

## HAND SIGNALLING (હાથની નિશાનીઓ)

| | |
|---|---|
| "આગળ વધો" | ખભાની નીચે હાથ સીધો રાખી પાછળથી આગળ લાવી હલાવ્યા કરવો. |
| "આગળ ચાલો" | માથા ઉપર હાથ ગોળ ફેરવવો. માથા ઉપર ઉંચો થાય તેટલો હાથ ઉંચો ધરી રાખવો. |
| "પાછા જાઓ" | મુઠી વાળી તમારા હાથ દોડતી વખત થાય તેમ કરવા. ખભાથી જાંગ સુધી ઉપર નીચે લાવ્યા કરવા. |
| "અટકો" | કોણીમાંથી હાથ વળેલો રાખી ખભાની સીધી લીટીમાં રાખવો. |
| "દોડો" | ખભાની ઉપરની બાજુ પાછળથી આગળ હાથ ફેરવવો. |
| "જલ્દી ચાલો" | હથેલી ઉઘાડી રાખી જમીન તરફ બે ત્રણ વખત ધીમેથી બતાવવું. |
| "વધારો કરો" (માણસ વધારો) | ખભાની સીધી લીટીમાં હાથ સીધો રાખી જે દિશામાં લઈ જવા હો તે દિશા તરફ ગોળ હાથ ફેરવી જવો. |

| | |
|---|---|
| "સૂઈ જાઓ" | ખભાની સીધી લીટીમાં રાખી જે દિશા તરફ લઇ જવા માગતા હો તે દિશા તરફ શરીર ફેરવવું. |
| "પૂરી જાઓ" | હાથ માથાની ઉપર પુરેપુરો ઉંચો કરો અને થોડી વાર ધીમેથી આમતેમ હલાવો, |
| "જરા વાંકી દિશાલો" | જમણી તરફ–ઉપર પ્રમાણે કરી ડાબી દિશા બતાવવી. |
| "વધો" | ડાબી તરફ–ઉપર પ્રમાણે કરી ડાબી દિશા બતાવવી. |
| "છુટા થાઓ" | જમણી કે ડાબી બાજૂ કોણી બરાબર વાળી હાથ માથા ઉપર લાવવો. |
| "પાસે પાસે આવો" | જમણી કે ડાબી તરફ ઉપર પ્રમાણે કરી તે દિશા બતાવવી. |
| "કોઇ દુશ્મન દેખાતો નથી" | તમારો સ્ટાફ ઉંચો ઝાલી રખાય તેટલે પોઇન્ટ ઉપર ધરી રાખવો. |
| "દુશ્મન થોડીસંખ્યા દેખાય છે." | બન્ને હાથે સ્ટાફ ઝાલી માથા ઉપર આડો ધરી રાખવો. |
| "દુશ્મન ઘણી સંખ્યામાં દેખાય છે" | ઉપર પ્રમાણે સ્ટાફ રાખી ઉંચો નીચો જલ્દી હલાવ્યા કરો. |

## નદીની પહોળાઈ માપવાની રીત.

કોઇ પણ નદીના એક કાંઠે તમે ઉભા રહી સામેના કાંઠા પર આવેલી કોઇ વસ્તુ યા ઝાડની બરાબર સામે આવો. પછીથી ૩૦ પગલાં એજ કિનારે ચાલો. અને ત્યાં તમારો સ્ટાફ ઉભો કરો અને સામે કિનારેના ઝાડ તરફ જોતા પાછા ૩૦ ડગલા ભરો અને એક કાટખુણે ફરી પીઠ તરફ નદી રાખી સામી દિશામાં ચાલો અને પેલું ઝાડ અને તમારો સ્ટાફ એક એક લીટીમાં દેખાય ત્યાં ઉભા રહો, પછી કિનારેથી તમે ઉભા છો ત્યાં સુધીની લંબાઇ માપો અને તેની બરોબર નદીની પહોળાઇ થશે.

## વસ્તુની ઉંચાઈ માપવાની રીત.

તમારી પીઠ જે વસ્તુ યા ઝાડની ઉંચાઇ માપવી હોય તેની તરફ રાખી ઘુંટણ વાળ્યા વગર તમારા બે પગની વચમાંથી તે વસ્તુ યા ઝાડની ટોચ જુઓ જે જગ્યાએથી તેની ટોચ દેખાય તે જગ્યાથી તે વસ્તુ યા ઝાડ સુધીનું અંતરનું માપ $\times \frac{3}{2}$ બરાબર તે વસ્તુ યા ઝાડની ઉંચાઇ છે.

# FIRST AID.

## અકસ્માત અને તેના તાત્કાળીક ઈલાજો.

બેશુદ્ધિઃ—છાતી અને મ્હોં ઉપર પુષ્કળ ઠંડુ પાણી છાંટવું. કપડાં ઢીલા કરવા. ચોકખી હવા આવવા દેવી.

મુર્છાઃ—કપડાં એકદમ ઢીલા કરી નાંખવાં બારી બારણાં ઉઘાડી નાંખવાં. પીઠ પર ચ-તો સુવાડવો, પીઠ નીચે ઓશીકું રાખી માથું નીચે રાખવું. સ્મેલીંગ સોલ્ટ નામની દવા સુંઘાડવી.

લુ લાગવીઃ—સ્કાઉટોએ ધ્યાનમાં રાખવાની સૂચના—સ્કાઉટોએ તડકામાં વારંવાર ભટકવું નહિ. તડકામાં જવું પડે તો હેટ પહેરવી. 'સાફા'માં ટોપીમાં લીલા પાંદડાં રાખવાથી લુ લાગતી નથી. (સુર્યનાં કિરણો ઉઘાડા માથા પર સીધા લાગવાથી લુ લાગે છે.) ચહેરા પર ગરદન પર તેમજ પુષ્કળ ઠંડુ પાણી પીવા આપવું.

ડંખ યા કરડઃ—તરતજ તે જગ્યાએ એમોનીઆ લગાડવું, તે ન હોય તો ભીનું મીઠું અથવા ભીની મટોડી લગાડવી.

દાઝવું:—દાઝેલા ભાગ પર હવા લાગવા દેવી નહિ. સફેતાનો અગર ચાકનો ભૂકો મુકવો અને રૂનું પડ મુકી ધીરા હાથે પાટો બાંધવો અથવા સફેદ કાપડના કટકા ઉપર 'વેસેલીન' લગાડી પાટો બાંધવો.

આંખમાં કચરૂં:—સાધારણ રીતે આંખમાં આંસુ આવે છે અને તે સાથે ધીમે ધીમે આંખમાં ગયલો કચરો બાજુ પર નીકળી આવે છે, અથવા એક મલમલના કટકાને આંગળી પર વીંટી તે વડે કચરાને સાફ કરવો.

ગ્યાસલેટ:—જો કોઈ માણસે ભુલમાં ગ્યાસલેટ પીધું હોય તો ઉલટી કરાવવી. ગરમ ચા કે કાફી આપવી. અને શેક કરવો.

નસકોરી ફુટવી:—દરદીને ખાટલા પર કે પલંગ પર સુવાડી તેનું માથું ઉંચુ અને પાછળથી ઢળતું રાખવું. માથા ઉપર ઠંડુ પાણી રેડવું. તેમજ પાણીથી ભીંજવેલો લુગડાનો કટકો માથા પર મુકવો. બરફ નાક તેમજ માથા ઉપર ફેરવવું.

---

# Scout's Health Record.

| Date. | Height | Weight. | Increase. | Decrease. |
|---|---|---|---|---|
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |

## Scout's Diary.

Scout master's address........................

Patrol Leader's address........................

Nearest Doctor........................

Nearest Hospital........................

Nearest Dispensary........................

Nearest Police Station........................

........................

Nearest Fire-Brigade........................

........................

Nearest Post Office........................

Nearest Telegraph Office........................

........................

A Scout should know where to go aud what to do in case of necessity.

# જાહેર ખબર.

હમારી દુકાને તમામ જાતની અંગ્રેજી ગુજરાતી, ઉર્દુ, મરાઠી ચોપડીઓ જથાબંધ તથા છુટક ઘણીજ કીફાયતે મલશે. છાપવાનું કામ પણ ઘણું સસ્તુ સફાઇદાર તેમજ વાયદાસર કરી આપવામાં આવશે.

ડ્રોઇંગને લગતો તમામ સામાન જેવા કે ડ્રોઇંગ, બ્રસ, કલરબોક્ષ, કંપાસ તથા સોનેરી પાવડર મલશે.

# SCOUT SONGS AND ENTERTAINMENTS.

## આદર્શ વિદ્યાર્થી,

( ભુજંગી )

સવારે હું તો રોજ વ્હેલો ઉઠું છું,
પ્રભુજી તણું નામ પ્હેલો સ્મરૂં છું;
કરી સાફ મોં દાતણે જઇ દિશાએ,
પછી નાહીને પાઠ મારા કરૂં છું. ૧

જઇ રોજ શાળામાંહીં હું ભણું છું,
ગુરૂજી કહે તે કહ્યું હું કરૂં છું;
શીખાવે રૂડા પાઠ તે સૌ શીખું છું,
કદી વર્ગમાં મસ્તી ના હું કરૂં છું. ૨

સહુ વસ્ત્ર ચોકખાં શરીરે ધરૂં છું,
ન હું લીંટ બાંહ્યો વતી તો લુછું છું;
ન મ્હોંમાં કદી આંગળી નાંખતો હું,
વળી લુગડું ના મુખે ચાવતો હું. ૩

નખો દાંતથી કાપતો ના કદી હું,
રહેવા ન દેતો વધેલા નખો હું;
ન બોલું કદી ગાળ, કો ના સતાવું,
જુઠું બોલવું ના, ન કોને ડરાવું. ૪

રજા દે ગુરુજી સીધો ઘેર આવું,
ઠેકાણે મૂકી સ્લેટને કૈંક ખાવું;
ભલા મિત્ર ભેગા મળીને રમીએ,
કદી ખુબ ખેલી મઝા ખુબ લઈએ. ૫
પડે સાંજ વેળા પછી ઘેર જઈએ,
કરી વાળુ રાતે જરા થોડું ખઈએ;
રૂડી વાત પરીઓ તણુ બા કહેતી,
અને વાતમાં એમ ઉપાડી દેતી. ૬



## દેશભકત દુર્ગાદાસ.

નાંદી.

બાળકો:–ओ३म पूर्ण બ્રહ્મ પુરણ કામ,
વિશ્વના આરામ ધામ, લક્ષ્મીકાંત શ્રી ઘનશ્યામ,
જય લલામ, પુણ્યનામ, સરલ શ્યામ, કરૂં પ્રણામ
ओ३म०

આદ્ય, આપ, એક છો, શ્રી સૃષ્ટિને સુહાવનાર,
સૃજનહાર, વિલયકાર, શ્રી હરી! આપ તારનાર,

અધર્મને વિદારવા ને સંતને ઉદ્ધારવા,
ત્રિલોક સર્વ તારવા; થયા, તમેજ પરશુરામ.

**ઓહમ૦**

પ્રથમ બાલકઃ—મિત્ર ! આજે આ શાનો ઉત્સવ આરંભાય છે, અને આ સઘળો અનુપમ રંગ રાગ શા કારણથી થાય છે ?

બીજો બાલકઃ—સાંભળો.

દેશ બધો ભારત આ જ્યારે દુઃખ શોકથી ઘેરાયો,
અનાર્ય જનને મ્લેચ્છ જનોનો પ્રલ્યાત્મક વાયુ વાયો.
ચાર દિશાથી ધર્મ ગયો ને અધર્મ બહુ પ્રકટ્યો ભારે,
વીર રજપુતના વૃંદ બીરદથી ધીર થઇજ ધસ્યા ત્યારે,
એજ સમે મરૂભૂમિના પુત્રો થયા ઉભા નિજ ખડગલઇ.
ઔરંગજેબતણું શુધ્ધબુધ્ધિશાર્યશકિતસહુ નષ્ટ થઈ,
તે સમયે નિજ સૈન્ય લઇને દુઃખ સહ્યાંસહુપ્રતિશ્વાસે
સફળ કરી નિજ દેહ જગતમાં એજ વીર દુર્ગાદાસે,

પ્રથમ બાલકઃ—અહો ! એવા પુણ્ય પુરૂષને લાખો પ્રણામ હો ! ઔરંગજેબની રાક્ષસી મહત્વાકાંક્ષાનો નાશ કરનાર એ મહારથીઓને ઉરનાં વંદન હો !

સઘળાં બાલકો:-

ધન્ય ધન્ય સાચા સ્વદેશ કેરા સ્નેહને, (૨)
ધન્ય દેશ પ્રેમની પુણ્યવંત દેહને...ધન્ય.
ધર્મ અર્થ મોક્ષ સર્વ દેશમાં સમાય છે,
એજ પુનિત તીર્થમાં જે પ્રાણ આપી ન્હાય છે,
ચ્હાય સદા મૃત્યુ દેશ કાજ ધન્ય તેહને (૨) ધન્ય

## પ્રવેશ ૨ જો.

(સ્થળ:-દિલ્હીમાં ઔરંગઝેબ બાદશાહની કચેરી દુર્ગાદાસ અને તેનો વીર બંધુ સમરસિંહ બન્ને બાદશાહના આવવાની રાહ જોઈ બેઠા છે, તેવામાં સાદા વેશમાં ઔરંગઝેબ આવે છે,)

ઔરંગઝેબ:-(જરા હસીને) અહો! વીર દુર્ગાદાસ! તમે પોતેજ અહીં આવવાનો શા માટે પરિશ્રમ લીધો વારૂ ? તમારી એક પત્રિકાથી પણ મહારાજા શ્રી જસવંતસિંહનો સઘળો વૃતાંત મન મળી ગયો હોત ?

દુર્ગાદાસ:-(સ્વગત) અહા ? બાદશાહ કેવો પાખંડી છે ? મેં મારા બંધુ સમરસિંહને જાતેજ સહુ વૃતાંત કહેવા મોકલી આપ્યો; છતાં પણ જેને સંતોષ ન થયો, તેને મારી

પત્રિકાથી તે વળી શાંતિ મળી હોત !
(પ્રકટ) જહાંપનાહ ? આપ નામદારનું ફરમાન છે કે, જસવંતસિંહના યુવરાજને સાથે લઇ મારેજ આપના દરબારમાં ઉપસ્થિત થવું; તો પછી બાદશાહ સલામતની આજ્ઞાનો અનાદર શી રીતે કરી શકાય ?

ઔરંગજેબ:–અરે હા ! એ વાતની તો મને વિસ્મૃતિજ થઈ ગઇ. દુર્ગાદાસ ! પણ ભલે તમે મને એ યાદ દેવાડયું. સરદાર ! કયાં છે એ તમારો બાલકુમાર ? ખરેખર દુર્ગાદાસ, જસવંતસિંહ મારા પ્રિય મિત્ર હતા; અને તેમનું અકાળ મૃત્યુ મને અતિશય શોક ઉપજાવે છે, પણ મારા આત્માની આંખો સમો તેનો બાલપુત્ર જીવંત છે એજ મારાં અહોભાગ્ય છે.

દુર્ગાદાસ:–મહારાજ ! પ્રાત:સ્મરણીય જસવંતસિંહનો પુત્ર રાજરાણી મહામાયાના ખોળામાં ઉછરે છે, તેની યોગ્ય ઉમર થતાંજ તે તમારી આગળ ઉપસ્થિત થશે.

ઔરંગજેબ:–નહિ નહિ દુર્ગાદાસ ! ઔરંગજેબના મિત્રનો પુત્ર રંક ઝુપડીમાં પોતાનું આયુ-

ષ્ય ગાળે, એ વાત મને પણ શરમાવનારી છે. માટે સરદાર ! એ બાલકને તમારે મારે સ્વાધીન કરવો જોઇએ. આ ભવ્ય મહાલયમાં વસવાનેજ તે જન્મ્યો છે અને જીવશે.

દુર્ગાદાસઃ–પણ નામદાર ! એ બાલક ઉપર આપનાથીએ મારવાડની પ્રજાનો વધારે અધિકાર છે, કારણ કે તે અમારો આ સંસાર છે અને અમારી પ્રજા એ મહારાજાનો પરિવાર છે.

ઔરંગજેબઃ–દુર્ગાદાસ ! પણ મારો નિશ્ચય તે કેવો નિશ્ચય છે તે તમે નથી ક્યાં જાણતા ? મેં એક વાર મારા મિત્ર પુત્રને મારા મહાલયમાં રાખવાની પ્રતિજ્ઞા કરી; હવે શું હું તેને મિથ્યા કરૂં ? જેનું વચન ત્રિકાળે પણ ફરે એવું નથી તે હવે પાછી પાની કરૂં ? દુર્ગાદાસ ! એ કદી પણ નહિ થાય બાલકુમારને તમારે મારે કબજે આપવોજ પડશે ?

દુર્ગાદાસઃ–(ક્રોધથી) નામદાર ! એ તો બનવું અશક્યજ છે. જ્યાં સુધી મારવાડી વીરોના દેહમાં પ્રાણ છે, આકાશમાં ભાણ છે, અને

આ પૃથ્વીમાં પાષાણુ છે ત્યાં સુધી અમારો
નિશ્ચય એજ અમારૂં નિર્વાણુ છે.

શેર.

પૃથ્વી ચળે નિજ ક્ષેત્રથી ફણિધર હળાહળને તજે,
પુષ્પો તજી નિજ પ્રાણુને દુર્ગંધને દિલથી ભજે,
વર્ષા વિદેશે જઇ વસે આકાશથી અગ્નિ ગળે,
પણ શબ્દ દુર્ગાદાસનો સંસારમાં તે નાચળે.

શેર.

ઔરંગઝેબ:—

ઉતરે ખુદા પૃથ્વી ઉપર જલ્લાદની જંજીરથી,
ડોલી ઉઠે દુનીયા બધી શયતાનની શમશીરથી,
આ ટેક ઔરંગજેબનો ક્ષણુ એક પણ છુટે નહિ,
નિશ્ચય હૃદયનો એક તે ફુટે નહિ-તુટે નહિ.

( ગઝલ. )

દુર્ગાદાસ:—

સુતેલો કેસરી છેડી, ફણીધર નાગ છંછેડી,
વિપત્તિ હાથથી તેડી બધે દવ કાં લગાડો છો ?
ઉભેલા વૃક્ષને પાડી, કરી વેરાન ઘર વાડી,
સુખોને દુર સંતાડી, બધો ભવ કાં બગાડો છો ?
ફરી ચેતાવી અંગારા, વધારી પાપના ભારા,
ધડકતી દેશની ધારા, ફરીથી કાં જગાડો છો ?

ઔરંગજેબઃ-બસ બસ દુર્ગાદાસ ! આ પ્રાણ નાશના સંગ્રામમાં પડતાં સંભાળજે-સંભાળજે ઔરંગઝેબ શું તને અહીં જીવતો છોડશે ? મારી આજ્ઞા જો અમાન્ય થઈ તો ધગધગતા લોહીના ચીપીયા તારૂં માંસ તોડશે,-તને મૃત્યુના પંથમાં જોડશે.

દુર્ગાદાસઃ—

ન હું આયુષ્યને વ્હાતો, જીવનધનમાંન લોભાતો
નથી કાયા કદી વ્હાતો, તજી કર્તવ્ય હું મારૂં.
જડાવો બેડીઓ કરમાં, હળાહળ જો ભરો રગમાં,
જીવન ધાર્યું હવે જગમાં, નથી તે વ્યર્થ થાનારૂં.

ઔરંગજેબઃ-ઔરંગઝેબના દરબારમાં અહીં દુર્ગાદાસ ! સત્તા છે, અને અહીં ભરેલી માલમત્તા એ તમારી છે. ત્યારે અહીંનું અમૃત છોડી વિષમાં દેહ જોડી દેવાનું શું પ્રયોજનછે ?

દુર્ગાદાસઃ-બાદશાહ ! ધર્મને અર્થે મૃત્યુ એજ હિંદુઓનું મહા ધન છે.

ઔરંગજેબઃ-ધર્મ ! હિંદુઓનો ધર્મ એ તો બાલકોનો ઢોંગ છે. નાદાન શીશુઓના સોગ છે. અરે કહો, કે મૂર્ખતાની પરીસીમા છે !

દુર્ગાદાસઃ—

નથી જોયા મહાસાગર, જળાશયના દીઠા મોટા,
છતાં કહે છે અધમ જવ કે સમુદ્રો સર્વ પરપોટા !

*　*　*　*

અંધો ન નીરખે સૂર્યને બ્હેરો સુણે ના વાંસળી,
જાણે મજીઠના રંગને ક્યાંથી કહો કાળી ગળી ?

ઔરંગજેબઃ–દુર્ગાદાસ ! દુર્ગાદાસ ! ભાન છે તને કે આ શબ્દો તું કોની આગળ ઉચ્ચારે છે ? શું ઔરંગજેબને શમશેરથી તેને ઘેરજ જેર કરવા ધારે છે ? અરે નરાધમ ! મુર્ખાઇનાં પ્રાંપ્રાં મારે છે,–અગ્નિ સાથે વિરોધ વધારે છે !

દુર્ગાદાસઃ–મૃત્યુને માટેજ જેમ કેસરી પારધીની પાસે જાય છે, તેવીજ બુદ્ધિ બાદશાહ તમને પણ થાય છે. મોગલ સલ્તનતનો અંત મને જલદી દેખાય છે,

ઔરંગજેબઃ—

હું જોઉં કેમ શમશેરે કરે છે જેર તું મુજને ?
હવે તલ્વારની શકિત ખચીત હું દાખવી તુજને.

દુર્ગાદાસઃ—

નથી ડર આ જીગરમાં કે નથી ભયથી હું થરથરતો,
ભલે આ દેહને કાપો અમર જીવ તે નથી મરતો.

ઔરંગજેબ:—બસ! બસ! દુર્ગાદાસ. જસવંતસિંહના બાલકુમારને મારે સ્વાધીન કરો.

દુર્ગાદાસ:—બાદશાહ ! તે કદી નહિ થાય.

ઔરંગજેબ:—એજ નિશ્ચય !

દુર્ગાદાસ:—વીરોનો નિશ્ચય એકજ હોય. (ઔરંગ- ગુપ્ત નિશાની કરે છે, એટલે તેનું લશ્કર ત્યાં ધસી આવે છે. દુર્ગાદાસના પણ મુઠી ભર સૈનિકો બાદશાહની સામે થાય છે. ઔરંગજેબનો પરાજય થાય છે. દુર્ગાદાસ બાદશાહની કચેરી છોડી ચાલ્યો જાય છે.)

## પ્રવેશ ત્રીજો.

(દુર્ગાદાસ અને તેના દેશભકતોની કચેરી દુર્ગાદાસ પોતાના સામંતોને બાદશાહના દરબારના સમાચાર કહે છે. અંતે સર્વનો યુદ્ધ કરવાને નિશ્ચય થાય છે.)

દુર્ગાદાસ:—મારા શુરવીર સામંતો ! ઔરંગજેબની રાક્ષસી મહત્વાકાંક્ષા દિવસે દિવસે અધિક વધતી જાય છે. હિંદુમાત્ર તેની છાંયા તળે પીડાય છે, ગૌબ્રાહ્મણની વિના કારણ હિંસા થાય છે,

અને હવે મારવાડનું મહારાજ્ય પણ એ જુલમગારના હાથમાં જાય છે, ત્યારે કહો હવે તમારે તમારી મ્યાન કરેલી શમશેર તમારા હિંદુ ધર્મનું રક્ષણ કરવા બ્હાર કહાડવી છે? થોડા દિવસ માટે મળેલી કાયા ઝુંપડીમાં સંતાડવી છે અને રાઠોડો નામર્દ છે એવી કહેવત પાડવી છે?

પહેલો સરદારઃ—મહારાજ! ધર્મ અને દેશના રક્ષણ માટેજ આ દેહ મળેલી છે, તેનો ઉપયોગ એજ કાર્યમાં ન કરવો, એવું કયો મનુષ્ય ઇચ્છતો હશે? હશે! પ્રભુનું ધાર્યું થશે! કદાચ કાયા રણમાં પડી પ્રાણ જશે, છતાં પણ રાઠોડની શમશેર નહિ નમશે તે નહિજ નમશે..

દુર્ગાદાસઃ—બાદશાહ મહાજન શ્રીના બાલકુમારને મુસલમાન બનાવવા પોતાના કબજામાં લેવા ઇચ્છે છે. કદાચ સંભવ છે કે તેથી તે બળાત્કારે પણ આ આપણી છાવણી પર હલ્લો કરી બાલકુમારને લઇ જશે. તેથીજ મેં મારા બંધુ અમરસિંહ જોડે તેજે માર-વાડની ભુમિમાં ગુપ્તનિવાસ માટે મોકલી

દીધો છે. તેને સ્થાને મેં બીજો બાલક મૂકી તેને પણ બાદશાહને નહિજ આપવો એવો નિશ્ચય કર્યો છે. પરંતુ તેને પરિણામે ભયંકર યુદ્ધ ઉપસ્થિત થશેજ, માટે તે સંબંધે તમારો શું નિર્ણય છે,–શું નિશ્ચય છે ?

બીજો સરદારઃ–દુરાચારીઓને પરાજય અને સત્યાગ્રહીઓનો વિજય એ તો સિદ્ધ વાત છે, ધર્મ વીરો આગળ અધર્મી દુશ્મનોની શી વિસાત છે ?

ત્રીજો સરદારઃ—

વહે છે નીર સાગરમાં જીવે છે મચ્છ સહુ જળમાં,
રવી આકાશ ઉગંતો જીવન કૃષિકારનું હળમાં,
ખરેખર નેમ ક્ષત્રિયને સુખદ છે યુદ્ધનું ટાણું,
સુજન ઇચ્છે સદા કયારે ઉગે સંગ્રામનું વ્હાણું,

ચોથો સરદારઃ—

સંતાય ના–દૂર થાય ના, શમશેર જે **રાઠોડની,**
કીધી પ્રતિજ્ઞા તે કદી વિસરાય ના રાઠોડની;
કીર્તી ત્રિલોકે ગાજશે સંગ્રામથી રાઠોડની,
યવનો કરીને ભાગશે વાણી સુણી રાઠોડની.

પાંચમો સરદારઃ—

વહે અંગારની વર્ષા પડે દુઃખો ભલે ઝાઝાં,
રૂઝાયા જે જખમ દિલના ભલે પાછા બને તાજા;

છતાં નિજ ધર્મરક્ષાથી નહિ પાછા કદી ફરશું,
કરી હિંદુત્વની રક્ષા અમર માળા ગળે વરશું.

દુર્ગાદાસઃ—

હું જેવો ઇચ્છતો તેવો તમે ઉત્તર મને આપ્યો,
અને ઉપકારના ભારે મને આજે તમે ચાંપ્યો;
યવનના નાશને કાજે પ્રતિજ્ઞા જે તમે કીધી,
બની મસ્તાન નિજ ધર્મે સુધા પ્યાલી ભલે પીધી.
પરંતુ ચેતવું હજી એ સુભગ મિત્રો સવેળાએ;
કબુલ છે યુધ્ધનાં કષ્ટો ?

સઘળા સુભટોઃ—( એકે અવાજે ) **કબુલ છે લાખ વેળાએ.**

( સઘળા જાય છે. )

## પ્રવેશ ૪ થો.

(સ્થળઃ—દુર્ગાદાસનો દરબાર.)

સુભટોઃ—(કોરસ)

ચાલો ઝટ ધસીને રણમાં, કાઢો શુરી શમશેર,
ધમ ધમ ધમ વિશ્વ ધ્રુજાવી, કરીએ કિરતી દરમેર.
તમ તેજ તપોબળ દેખી, બસ મુગ્ધ થશે સંસાર,
જયઘોષ કરી ગરજાવો, '**મરૂભૂમિનો જયજયકાર.**'
પ્રભુતા ભરી પ્રેમ થકી એ, કરીએ નિજ પ્રાણ પ્રદાન,
'**હર હર હર**, કરીને ચાલો અરિને દ્યો મૃત્યુદાન.

વરસાવે પુષ્પ જુઓ આ સ્વર્ગે રહીને કીરતાર,
જયઘોષ કરી ગરજાવો, મરૂભૂમિનો જયજયકાર.'

દુર્ગદાસઃ—મારા વીર સુભટો ? તમારા અપૂર્વ બળને પ્રભાવે મહારાજાશ્રીનો વિજય થયો છે અને થોડાજ સમયમાં ઔરંગજેબ શરણે આવશે આપણા સૈન્યે બાદશાહને સર્વત્રથી ઘેરો લીધો છે અને આજ કેટલા દિવસ થયા તેનું સૈન્ય ભુખે મરે છે ? અહા ? ઇશ્વરની અનુરક્તિનો અને તમારી ભક્તિ શક્તિનો જેટલો માનીએ તેટલો આભાર ઓછો છે.

પ્રતિહારીઃ—(કચેરીમાં આવી પ્રણામ કરી) મહારાજ ? બાદશાહના દૂત આપની પાસે આવવાની આજ્ઞા માગે છે.

દુર્ગાદાસઃ—તેને સન્માન સહીત અંદર લાવો.

(દૂત અંદર જાય છે.)

દુર્ગાદાસઃ—(દૂતને જોતાં સહાસ્ય) આવો સરદાર ?
કહો વળી તમારા બાદશાહનો શું છે વિચાર ?
હજીએ છે કાંઈ સલ્તનતની દરકાર કે આખરે
બાદશાહને મૃત્યુ પરજ છે પ્યાર ?

દૂતઃ—દુર્ગાદાસજી ! બાદશાહને પોતાની તો કશીએ

પરવાજ નથી પરંતુ તે સર્વદા તમારાજ હિતનું ચિંતન કર્યા કરે છે.

દુર્ગાદાસઃ—અહો ! ત્યારે તો એમજ સમજવું કે તમારો બાદશાહ બાલબુદ્ધિને અનુસરે છે. કારણકે શત્રુના હિતનું ચિંતન કરવું એ મૂર્ખતાનું કામ છે અને અંતે પરાજય એજ તેનું પરિણામ છે.

દૂતઃ—પરંતુ શાણા શત્રુને સંભાળવો એ પાપ નથી અને તે કાર્યમાં હૃદયનો સંતાપ પણ નથી.

દુર્ગાદાસઃ—ઠીક; જણાવો ત્યારે તમારા બાદશાહ મને શું સંદેશો પાઠવે છે; લાખો મનુષ્યના મરણથી પણ તેમનું હૈયું દ્રવે છે કે હજીએ તેમના હૃદયમાંથી ઝેરની જ્વાળાજ ઉદ્દભવે છે?

દૂતઃ—મહારાજ ! જો આ યુધ્ધમાં સમ્રાટ ઔરંગ-જેબનો વિજય થશે તો મારવાડનું મહારાજ્ય તે આપનેજ આપવાની પ્રતિજ્ઞા કરે છે. અને દરબારમાં મુખ્ય ઉમરાવ તરીકે તમારીજ નીમણુંક કરવાની પણ તેમની ઇચ્છા છે ! કહો આનાથી બાદશાહ કેવી ઉદારતા બતાવશે ?

દુર્ગાદાસઃ—(એકદમ ક્રોધથી) ખબરદાર ! બેઈમાની
સરદાર ! યાદ રાખી લેઃ—

બુઝાશે ના શીતળતાથી પ્રકાશિત સૂર્યની જ્યોતિ,
સુકાશે કેમ વૈભવથી સ્વદુઃખે દેહ આ રોતી.

\+ + + +

આ દેહમાં કિરતારનો કંઈ વાસ છે આભાસ છે,
બસ ત્યાં સુધી તો લોભ એ મુજ ચરણનો દાસ છે.

દૂતઃ—

પણ શકિત બાહુમાં હશે ત્યાં સુધીની નોકરી,
ચિરકાળ એ ટકતી નથી મિથ્યા કરેલી નોકરી;
આ છે ગુલામી ભાગ્યમાં તેનો પટો છે નોકરી,
પલટે નહિ પ્રારબ્ધને ભયથી ભરેલી નોકરી.
મરૂદેશના સમ્રાટ થઇ કીર્તિ અમોલી પામવા;
ઉત્સાહ કેમ નથી થતો ઉત્કર્ષ ભાગ્યતણો થવા ?

દુર્ગાદાસઃ—

રૂધીર માતા તણું પીને કરીશું પુષ્ટ આ કાયા ?
ચળે આકાશ પણ કદીએ બને ના દુષ્ટ આ કાયા !
હું જેની ગોદમાં ઉછર્યો તજું શું તે મીઠી છાયા ?
અરે જેનું પીધું પય મેં તજું તેની હવે માયા ?

\+ + + +

આકાશ પલટે સર્વથા રાત્રિ દિવસ સ્થંભી જશે,
કિરતાર પણ તજી દ્વાર નિજ સૃષ્ટિ વિશે કદી આવશે.
નદીમાં ઝરણુ વહેતું થશે સિંધુ મધુરતા ધારશે,
પણ ટેક દુર્ગાદાસની નહિ હારશે! નહિ હારશે.
જા! જા! નરાધમ તારા બાદશાહને કહે કેઃ—
ધન લક્ષ્મીની લાલચે ડગે ન દુર્ગાદાસ,
ઇચ્છે નહિ ગૌરવ કદી કરી નિજ ભૂમિનો નાસ.

(દૂત પાછે ફરી જાય છે. પણ તેટલામાં દુર્ગાદાસનો ભાઈ સમરસિંહ આવી તેને પકડે છે.)

સમરસિંહઃ—ખબરદાર! દુર્ગાદાસ! આ ઔરંગજેબ નો દૂત નથી પણ બાદશાહ ઔરંગજેબ પોતે છે!

ઔરંગજેબઃ—(પોતે પોતાનો ઝભ્ભો અને દુતની ટોપી કાઢી નાંખી પોતાના બાદશાહી પોશાકમાં ખુલ્લો પડી) હા, અને તેજ ઔરંગજેબ હવે પોતાનું ગૌરવ છોડી તમને વીનવે છે. દુર્ગાદાસ! મારા સૈન્યની ચારે બાજુએ તારૂં સૈન્ય વિસ્તરેલું છે. મારા નામની કીર્તિ ખાતર પણ મને અહીંથી નિર્ભય રીતે પ્રસ્થાન કરવા દે; આપણો સ્નેહસંબંધ કાયમ રહેવા દે.

દુર્ગાદાસઃ—બાદશાહ ! એકજ શરતે તમને અહીંથી મુક્તિ મળશે. હિંદુઓ પરનો માથાવેરો દૂર થશે, અને જસવંતસિંહનો બાલક મોટો થતાંજ તેને મારવાડનું રાજ્ય પ્રાપ્ત થશે ત્યાં સુધી અમારા દેશનો કાર્યભાર અમારી અનુમતિથી ચાલશે અને બાલ યુવરાજ અમારી પાસેજ રહેશે. કહો, કહો, હજી એ શરતો સ્વીકારી મુક્તિ મેળવવી છે કે પૂર્વજોની મહેનત ધુળમાં ભેળવવી છે ? રજપુતો તો સદાએ શરણાંગતનું રક્ષણ કરે છે. કારણ કેઃ—

જુઓ આકાશનો ભાનુ બધાને તેજ આપે છે,
અને જળ આ સરિતાનું જગતનાં કષ્ટ કાપે છે.
અપાપી પાપીના ભેદો ન ધારે લેશ પણ તેઓ,
કરે દુશ્મન તણી રક્ષા મનુષ્યો વીર છે જેઓ.

ઔરંગઝેબઃ—દુર્ગાદાસ ! ભલે ભલે ! આપણો પ્રેમ કાયમ રાખવાને અર્થે તારી સઘળી શરતો સ્વીકારૂં છું. (સ્વગત) અરેરે ! જીંદગી આખી જીત્યો પણ આજ હારૂં છું.

દુર્ગાદાસઃ—ધન્ય છે ! ધન્ય છે ! બાદશાહ ! હૃદયમાં એવીજ ઉદારતા રાખો અને હિંદુ મુસલ-

માનોનો ભેદભાવ ભાંગી નાંખો. બાદશાહ ! જાઓ; જસવંતસિંહનો બાલયુવરાજ તમને ક્ષમા આપે છે; તમારાં કષ્ટ કાપે છે.

સરદારો:—જય ! જસવંતસિંહ મહારાજનો જય ! જય ! બાલયુવરાજશ્રીનો જય ! હિંદુ ધર્મનો જય ! वन्देमातरम्

(બાલ જીવન)

---

# સંવાદ.

## ગઝલ.

મનુ—

બન્યા સ્કાઉટ ભલે ભાઇ, જરા જો આપ અહીં આવો;
પુછું હું પ્રશ્ન જે પ્રેમે, કૃપાથી આપ સમજાવો.
ટુકાં ખમીસ પાટલુને, કદી વિવેક સચવાયે !
શીરે આ પાઘડું જોઇ, મને હસવું ઘણું આવે.
દાઝ શું દેશની દીલમાં, ખાખી પોશાકથી જાગે ?
કહોને આપ સમજાવી, અરે શું, ઠીક આ લાગે ?
ગળે રૂમાલ આ શેનો, પટી આ શીદ ફરફરતી ?
તમારા રંગઢંગ જોઇ, દીલે મુજ આગ બહુ બળતી.

સ્કાઉટ—કનુ.

કરીને સ્પષ્ટ સહુ વાતો, તમારી આગ બુઝાવીશ;
જરા જો રાખશો ધીરજ, તમોને સર્વ સમજાવીશ.
ટુંકી ખમીસની બાંયો, સહુ કામે સવડ પડતી;
અને ગજવાં બનાવ્યાં જે, જરૂર ના કોટની પડતી.
હસો જેને તમે જોઇ, અમારો પ્રાણપ્રિય સાફો;
સીવીલીયન એ અમારો છે, જરા જો બુધ્ધિથી માપો.
બીછાને સોડ સાફાની, અગર તો ઓશીકું થાતું,
મઝા નહાવા તણી મળતાં, અનેરી હોંશ એ દેતું.
ભાથું મુસાફરી કેરૂં, સ્કાઉટો બાંધતા એમાં,
બનાવે દોરડું એનુ, કુવેથી પાણી લેવામાં.
ગળે રૂમાલ બાંધેલો, અમારો 'સંઘ' સુચવતો,
કયા ત્રુપના અમે સ્કાઉટ, અમારો 'સ્કાર્ફ' કહી દેતો.
પટી દેખાય ફરફરતી, અમ 'પંથ'ની નીશાની છે,
સ્કાઉટે સર્વ બાબતમાં, સદા સાદાઇ માની છે.
રૂડું ચારિત્ર કેળવવા, બની સ્કાઉટ અમે ફરતા,
કરોને ટોળ કે ટીકા, છતાં ના લેશ પણ ડરતા.

---

**ગાયન.**

હું તો બન્યો 'કબ' હવે, હું તો બન્યો 'કબ';
અકેલાની શીખ લઈને, ચાલુ ઢબછબ.

શર્ટ શોર્ટ બુટ મોજાં માથે ધરૂં કેપ,
પહાડ પર્વતના રસ્તાઓનો જાણું છું હું મેપ–હું તો.
બાલચમુનો સૈનીક હું ઉમર અતિ છોટી,
કંઇ અનેરાં કામની છે હોંસ મોટી મોટી.–હું તો.
વડીલો શું વફાદારી પ્રીતે પાડું મામ,
રોજ સવારે જલ્દી ઉઠી ભજું રામ નામ.–હું તો.
માત પિતાની આજ્ઞા માનું ધરી મનમાં ધીર,
ભિષ્મસમ પ્રતિજ્ઞા પાડું કામ ભગીરથ શીર–હું તો.
રમતું કુદતું ખીલતું હજી નાનું કોમળ ફુલ,
ભારતી માનું છોરૂ તેનું થાશે મોટું મુલ.–હું તો.

---

## ‘ જો કાર્ય ભલું નીત ના થયું. ’

### ( હરિગીત. )

મમ પુજ્ય સ્કાઉટ બંધુઓ પુસ્તક પ્રતિદિન વાંચતા,
વળી ગોતવા ગુઢ જ્ઞાનને ‘લોરેન્સ’ પર ઓરડર જતા;
અનુભવ વગરનું જ્ઞાન છે એ જ્ઞાન પર પાણી ફર્યું,
બની બાલવીર બહુ હોંશથી જો કાર્ય ભલું નીત ના થયું.
સદગુણ સ્વારથ–ત્યાગનો નિજ શિષ્યની સામે ધરે,
ને પોષવા એ વૃત્તિને ભાષણ તણું સીંચન કરે;
મગરવૃત્તિ નહીં પોતા તણી તે શીખવ્યાથી શું વળ્યું ?
બની બાલવીર બહુ હોંશથી જો કાર્ય ભલું નીત ના થયું.

'રોવર' રખડતા શું ફરો આદર્શ અમસ્કાઉટીંગતણા,
'બેજીસ' આજે આંખ ને પોલીસમાં નવ કંઈ મણા;
શકો કેળવી તમે ત્રુપને એ કેળવ્યું એળે ગયું,
બની બાલવીર બહુ હોંશથી જો કાર્ય ભલું નીત ના થયું.
ફર્સ્ટ કલાસને સેકંડ વળીને અન્ય 'પ્રોફેશનલ' સહુ,
કેમ્પર પાયોનીયરને વળી નેચરાલીસ્ટો બહુ;
બ્યુગલીંગ બેન્ડેજીસનું રે જ્ઞાન તમ વ્યર્થજ ગયું,
બની બાલવીર બહુ હોંશથી જો કાર્ય ભલું નીત ના થયું.
મમ બંધુ 'ટેન્ડરફુટ' અહા તમ ડ્રેસ અતી સુંદર દીસે,
પણ ફુટ ટેન્ડર તમ તણો મજબુત કહો ક્યારે થશે?
'ઓનર અને પ્રોમીશ' તમારૂં ધુળમાં જાણો મળ્યું,
બની બાલવીર બહુ હોંશથી જો કાર્ય ભલું નીત ના થયું.

---

## સાદાં જીવન.

### ગાયન ( મળેલું )

"સાદાં જીવન રે સાદાં જીવન
અમે જીવીએ નિત્યે સાદાં જીવન.
"બાવટાનો રોટલોને કેરીનો ગોટલો,
"દહીં અને છાશ તણી છે છનાછન. (૨) અમે.
"ફાટેલાં ગોદડાંને રહીએ ના રોદડાં,
"ઘાસને બિછાને કરીએ શયન. (૨) અમે.

"નાના શાં ઝુંપડાને માટીના ભીતડાં,
"આરસી જેવા કંઇ ચોકમાં તદ્દન (૨) અમે.
"બોલવાનું કંઇક અને ચાલવાનું કંઇક,
"એ નીતિને દૂરથી કરીએ નમન. (૨) અમે.
"સેમાફોર શીખીએ ને બ્યુગલ બજાવીએ,
"ડ્રીલ, મોર્સ શીખીને કરીએ આનંદ. (૨) અમે.
"સ્કાઉટ બની ચાલીએ ને સેવા બજાવીએ,
"સ્કાઉટીંગ અમારૂં સુખનું સાધન. (૨) અમે.

---

# શેખચલ્લી.

ઘરાક—
શેઠ અમારે ઘી લેવું છે મણ ઘીનું શું લેશોજી.
વેપારી—
પચાસ રૂપીઆ મણના પડશે એકજ ભાવે વેચુંજી.
ઘરાક—
પચાશ નહીં પણ ચાળીશ આપું ખરાં બજારી ભાવેજી,
તોલી મુકો લઈ જાઉં છું મજુર મારો આવેજી.
ઘરાક—(મજુરને શોધી કાઢી)
અરે મજુર બે આના આપું થોડે છેટે ઘર મારૂં.
મજુર—
ચાલ શેઠીયા હું આવું છું મેં જોયું છે ઘર તારૂં.

મજુર—શેઠ ચઢાવો ઘાડવો લાવો,—
ઘરાક—અરે ઉતાવળીઓ ક્યાં મળીઓ.—
મજુર—લે તારૂં સંભાળી લેજે હું મારે પંથે પડીઓ.
ઘરાક—(પાછો સમજાવીને લાવતાં)
ડાહ્યો થઇ રિસાયે શાનો બે આનામાં બડબડતો,
મજુરના પણ મીજાજ ભારે જાય જમાનો આ ફરતો.
મજુર—(ઘાડવો માથે લીધા પછી)
બે આનાની મરઘી લાવું બચ્ચાં કચ્ચાં સંભાળું,
બકરી બેં બેં કરતી લાવું હેતે બચ્ચાં હું પાળું.
પછી રૂપાળી ગાયજ લાવું ગુણવંતી ને દુધાળી,
ગાય તણાં વાછરડાં વેચી ખણખણ રૂપિયા ખખડાવું.
એ પૈસાથી શેઠાણી બસ જેવી તેવી નહીં લાવું,
પૈસા મળતાં વેપારી થઇ દુકાન મોટી જમાવું.
શેઠાણીને કીકો થાતાં હરખથી ખુબ હરખાઉં,
બાપા કહી જમવા બોલાવે, હેતે માથું ધુણાવું.
(ઘાડવો પડી જાય છે. મજુર બેબાકળો થઇ ભયથી ધ્રુજે છે.)
ઘરાક—
અરે મૂરખ તે આ શું કીધું, સત્યાનાશજ છે તારૂં,
ઘાડવો ફોડી ઘી ઢોળ્યું છે, હવે તને હું ફટકારૂં.
મજુર—
શેઠ તમારો ઘાડવો ભાંગ્યો ઘર આખું ભાંગ્યું મારૂં,
જવા દીઓ મુજને આ વેળા કરૂં ફરીથી નહીં આવું.

# LAUGH AND GROW FAT.

## 'પ્રોફેસર પ્રેમચંદનું ભાષણ.'

### એક હાસ્યરસ પ્રચુર લેખ.

### સ્થળઃ–ટાઉનહોલ.

ગૃહસ્થો અને બાનુઓ, આજે પૃથ્વીની સપાટી ઉપર કોઈ ભાગ્યેજ અભાગી માણસ મળી આવશે કે જે પ્રૅાફેશર પ્રેમચંદને ઓળખતો ન હોય. છતાં કદાચ બનવા જોગ છે કે કેટલાકોને મારી અંગદ ઓળખ પણ ન હોય. મારી ઓળખાણ મારે જાતેજ કરાવવી પડશે. આ સેવકને લોકો પ્રૅાફેશર પ્રેમચંદના નામે ઓળખે છે જો કે મારો વિચાર અંગ્રેજીમાં બોલવાનો છે. પરંતુ અમણા બિરાજેલા કેટલાક મહાશયો અંગ્રેજી જાણતા નહિ હશે, યા તો મારા અંગ્રેજીમાં સમજી શકશે નહિ અને કેટલાક તો અંગ્રેજી ભાષાથી અજ્ઞાન હશે. જેથીજ હું મારૂં ભાષણ આજે અન ઇચ્છાએ ગુજરાતીમાં આપુ છું; જો કે વખતો વખત બીન છુટકે અંગ્રેજી શબ્દો વાપરવા પડશે અને તે ઉપરથી આપની કલ્પનાશક્તિ કળી શકશે કે અંગ્રે-જીનો હું કેટલો બધો ઉંડો અભ્યાસી છું. ગૃહસ્થો,

હું એક સમર્થ ગણિત શાસ્ત્રી હોવાનો દાવો કરૂં છું, અને આજે અભિમાન પૂર્વક કહિ શકું છું કે આ પૃથ્વીના પડ ઉપર મારા જેવો કોઇ મેથેમેટીશીઅન થયો નથી, છે પણ નહિ, અને હવે પેદા કોઇ થશે કેમ તે પણ શંકાસ્પદ છે. સમગ્ર યુરોપના ગણિત શાસ્ત્રીઓને મે વાદવિવાદમાં હરાવ્યા છે. અમેરિકાના ગ્રેટેસ્ટ મેથેમેટીશીઅનો પણ મારા અગાધ જ્ઞાનના સમુદ્રમાં ડુબકાં ખાય છે. આજે આ અવનિ પર કોઇ પણ ગણિતશાસ્ત્રી આગળ મારૂં નામ સુચવશો તો હું હિંમતથી કહું છું કે તેઓ માનભરી દ્રષ્ટીથી પોતાનું માથું નીચું નમાવશે હું ધારૂં છું કે મારી ઓળખાણને માટે આટલું વિવેચન બસ છે. હવે હું મૂળ મુદ્દા પર યાને ગણિત શિક્ષણના વિષય પર આવીશ.

બાનુઓ અને ગ્રહસ્થો, આજે મારે સાફ સાફ કહી દેવું જોઇએ કે આપણી શાળામાં અપાતું ગણિતનું શિક્ષણ તદન ખોટા પાયા પર રચાયું છે. પ્રત્યેક વસ્તુનુ સંપૂર્ણ જ્ઞાન ત્યારેજ આપણને થાય કે જ્યારે તે વસ્તુને આપણે પોતે બનાવી શકીએ, હાલનું શિક્ષણ માત્ર ગોખણ પટ્ટી યા તો વંશ પરંપરાની માન્યતા અથવા અમુક નિયમોનું અજાણ-

પણે પાલન એ ઉપર રચાએલું છે. અફસોસ, અરે જે શિક્ષણનો બિલકુલ પાયોજ નથી. દિવાલો માટીની બાંધેલી છે પલાસ્ટરનું નામજ નથી અને પીલરો કાદવના છે; કહો કે આ મકાન કેટલા દિવસ ટકી શકે ?

હાલ તુરતજ હું એક બે દાખલાથી આપને સ્પષ્ટ સમજાવી આપીશ કે ખરેખર આજ સુધી આખો જન સમુહ ગાડરીઆ પ્રવાહની માફક ચાલતો હતો કોઇ ગણિતનો ઉસ્તાદ ઉભો થઈ મારા એક તદન સાદા સવાલનો જવાબ આપી શકશે ? (કોઇજ ઉઠતું નથી.) શું કોઈજ નથી ? વાહ અરે કોઇ તો ઉઠો. (એક માણસ ઉઠે છે ) બોલો જોઇએ, ભાઈ ૬ નું અર્ધું શું ? (પેલો માણસ કહે છે ત્રણ) અંહ તમે કઈ સ્કુલમાં ભણ્યા છો ? હવે ગ્રહસ્થો હું તમને આ સ્થળે અને અત્યારે સાબીત કરી આપીશ કે ૬ નું અર્ધું ત્રણ નહિ પણ આઠ થાય.

૬=૮

હવે ગ્રહસ્થો આપ જોઇ શકશો કે ૬ નું અર્ધું ૩ નહિ પણ ૮ છે. Itis clear as day light મારી ખાતરી છે કે ઘડી વાર તમે પણ આ વાત

માન્ય રાખશો નહિ. કારણ કે, આપ મુરબ્બીઓ પણ એકજ સંચામાંથી મેન્યુફેક્ચર થયા છો, ટુંકમાં એકજ બીબાની છાપ છો.

ગ્રહસ્થો અને બાનુઓ વિષય ગહન છે. સમય ટુંકો છે, જેથી આ એકજ દાખલાથી હું અત્રે વીરમીશ પરંતુ મારી પાસે એવા સચોટ પુરાવા છે કે જે વડે હું અજ્ઞાનમાં અજ્ઞાન મનુષ્યને પણ ખાતરી કરી આપવાને શકતીવાન છુ કે ગણિતની અર્વાચીન શિક્ષણ પધ્ધતી તદન ભુલ ભરેલી, નકામી, બોજારૂપ, તેમજ અવહેવારૂં છે. બાનુઓ અને ગ્રહસ્થો મારૂં ભાષણ સાંભળ્યા પછી અત્રે બિરાજેલા મહાશયોમાંથી એક પણ વીર નર આ મારા સુચવેલા માર્ગમાં પ્રગતી કરશે તો જરૂર આજે મેં કરેલા વિવેચનના પરિશ્રમનો બદલો કંઈક અંશે મળ્યો એમ માનીશ. આટલું કહી બેસી જવાની રજા માગું છું, (તાળીઓના અવાજ વચ્ચે પોતાની જગ્યા લે છે.)



# વીર વિજય.

(પાત્રો—સ્કાઉટ માસ્તર. (૨) રમેશ દેશાભિમાની હોવાનો દાવો કરનાર.)

સ્કાઉટ માસ્તર—(સ્વગત) આટ આટલો પરિશ્રમ છતાં ધાર્યું પરિણામ આવતું નથી. હજી અહીંના લોકો સ્કાઉટીંગનું પુરૂં રહસ્ય સમજ્યા નથી. કેટલાક લોકો તો સ્કાઉટીંગની સંસ્થાને વહેમની નજરથી જુએ છે. હજી પણ કેટલાંક માબાપો રખેને પોતાના બાળકને લશ્કરમાં જોડાવી લઇ જાય, તેની ધાસ્તીમાં પોતાના બાળકોને મોકલતાં અચકાય છે. પણ એઓ કયારે જાણશે કે સ્કાઉટીંગ એ સમાજ સેવા જેવી સંસ્થા છે એમાં જોડાવાથી બાળકો ચારિત્રવાન બને છે. સ્વાશ્રય નિયમીતપણું, સાદાઈ વગેરે સદગુણો સ્કાઉટીંગની તાલીમ લીધાથી પોષાય છે. એમાં જોડાવાથી બાળકના સર્વાંગનું વિકસીતપણું થઈ પ્રફુલ્લ આનંદી ચહેરો બની,

કાર્યસાધકપણું આવી બાળક તેજસ્વી, મજબુત અને ઉત્સાહી બને છે. આપણા લોકો દરેક નવી ચીજને સંદેહથી જુએ છે અને પરિણામમાં આપણે દરેક બાબતમાં પાછળ ને પાછળ રહી ગયા છીએ. માબાપો બાળકને સ્કાઉટીંગમાં મોકલતાં અચકાય છે તેનું એક મૂખ્ય કારણ મને તો એ લાગે છે કે હાલના માબાપેને એવી તાલીમ ન્હોતી મળી, પણ મારી ખાત્રી છે કે હવે પછીની પ્રજા તો જરૂર સ્કાઉટીંગનો લાભ લીધા વિના નહીં ચુકે.

સ્કાઉટ માસ્તરઃ—(રમેશને આવતો જોઇ) સાહેબજી, આવો રમેશભાઇ, આવો તમે તો ઘણે દિવસે મળ્યા.

રમેશઃ—અરે હું તો કેટલીએ વાર આવ્યો હોઇશ, પણ ભાઈ સાહેબ ઘેર હોયજ શાના! જ્યારે હું આવું ત્યારે ત્યારે તારા ઘરમાંથી બસ એકજ જવાબ મળે કે એતો સ્કાઉટીંગમાં ગયા. ગઇ પરમ દિવસે સાડાત્રણ વાગે પણ આવ્યો હતો અને પુછતાં એજ ઉત્તર મળ્યો કે એ તો સ્કાઉટીંગમાં ગયા છે. વાહ, સારો વા'લો તું સ્કાઉટીંગની પાછળ આદુ ખાઇને મંડયો છે કે શું?

સ્કા. મા:—રમેશ, હું અહીંની પ્રજાને ખાતરી કરી આપવા માગું છું કે સ્કાઉટીંગ એ જીવનનું સાચું શિક્ષણ છે.

રમેશ:—(હસવામાં વાતને તિરસ્કારતાં) અહા, કેમ નહીં? આ તારો પોશાકજ કહી આપે છેને. પણ માફ કરજો ભાઈસાહેબ કે આતો મને ગધેડા પર અંબાડી જેવું લાગે છે. આ સ્કાઉટીંગનો સન્નીપાત તને પણ લાગેલો જોઇ હું અજબ થાઉં છું. આપણા કોલેજના દેશસેવા કરવાના મનોરથોના દિવસો વહી ગયા. અરે શું શરમ નથી આવતી આ પહેરવેશથી? વેશ અને ભાષા બદલાયાં અને બાકી એક ધર્મ રહ્યો છે. ખરેખર મને હીંદનું ભાવિ વસમું લાગે છે.

સ્કા. મા:—રમેશ! આમ આટલામાં કેમ છેક છેલ્લે પાટલે આવી બેઠા. મારા આ પોશાકને અને હીંદના ભાવી સાથે શો સંબંધ! અને એક રીતે છે પણ ખરો. પણ ખાતરી રાખજો કે આ પોશાક વાળાઓજ હિંદનાં ઉજવળ ભાવિની ઝાંખી આપતા ચમકતા સીતારા છે.

રમેશઃ—બસ, બહુ થયું. મને ખાત્રી છે કે સ્કાઉ-ટીંગમાં શકિત, વખત અને દ્રવ્યની વ્યર્થ ખરબાદી સિવાય બીજું કશુંએ નથી. હું અનુમાન કરૂં છું કે અસહકારની માફક વિદ્યાર્થીઓ નિશાળને તીલાંજલી આપી, સ્કાઉટીંગમાં જોડાઇ પોતાના ભવિષ્યને ઘોરને રસ્તે દોરશે.

સ્કા. મા:—રમેશ ! અહીંજ આપની ભુલ થાય છે. **અનુભવ વગરનાં અનુમાન ખોટાં હોય છે.** આપના બોલવા પરથી જણાય છે કે આપને સ્કાઉટીંગનું જરા પણ તાન નથી. બનવાજોગ છે કે ઉપરથી જોનારાઓને એમાં સમજ ન પડે અને તે પોતાની ઉણપ ઢાંકવા ખાતર તેના તરફ તિરસ્કાર અને ઉંહ ! એમાં શું ! એવો બાહ્ય ડોળ બતાવવાનો રીવાજ હાલમાં પ્રચલીત છે. જાણે અજાણ્યે આપ પણ એ રૂઢીના ભોગ થઇ પડયા છો. સ્કાટીંગનો વિષય ગહન નથી પણ પલોટાયા વિના એનું ખરૂં રહસ્ય સમજાતું નથી.

રમેશ:—આ તારા વાકચાતુર્યથી અંજાઇ જાઉં એમ તું ન માનીશ. મારૂં એકલાંનું આ અનુમાન નથી, પણ મોટે ભાગે જનસમુહ સ્કાઉટીંગની વિરૂદ્ધ છે. ખુદ આપણા રાજ્યની ધારાસભામાં પણ એ વિષે મતભેદ છે.

સ્કા. મા.:—મતભેદથીજ પ્રત્યેક વસ્તુની ખરી કસોટી થાય છે. છતાં આપે એ બાબત બારીકાઇથી જોઈ હોત તો માલમ પડત કે જે સભ્યો સ્કાઉટીંગની વિરૂદ્ધ હતા તેઓમાંના કેટલાક પોતાના પ્રાંતની સ્કાઉટ કાઉન્સીલના મેમ્બર કેમ થયા ?

રમેશ:—વારૂ, વારૂ, હું જોઇશ કે એમાં તારૂં કેટલું સાચું છે. (બન્ને છુટા પડે છે.)

## પ્રવેશ ૨ જો.

(પેટ્રોલ લીડર અને પાંચ સ્કાઉટસ,) સ્કાઉટ માસ્તર આવે છે. પેટ્રોલ લીડર સેલ્યુટનો ઓરડર માસ્તર કુટ ડ્રીલ, સ્ટેવ્ઝ ડ્રીલ, સેમાફોર સીગ્નલીંગ કરાવી રહ્યા પછી સ્કીન ધી સ્નેઇક તથા હેર એન્ડ હાઉન્ડની રમતો રમાડે છે. ડ્રમ અને બ્યુગલ સાથે જરા માર્ચ પણ લેવી. ફ્લેગ્સ, સ્ટેવ્ઝ તથા ફર્સ્ટ એઇડની બોકસ સાથે રાખવી.)

સ્કાઉટ માસ્તર:—સ્કાઉટ બીરાદરો, સ્કાઉટ અને સ્કાઉટીંગ શું છે તેનો જરા ખ્યાલ અત્રે પધારેલા સજ્જનોને આપશો ?

સ્કાઉટસો:—(એકી સાથે સલામ કરીને) બહુજ ખુશીથી સાહેબ.

('સાદા જીવન'નું ગાયન ગાવું અને ત્યાર પછી નાનાં બાળકો પાસે 'બાલુનો ડાન્સ' કરાવવો.)

## પ્રવેશ ૩ જો.

( સ્થળ:—ગામડાનો રસ્તો )

રમેશ:—(સ્વગત) બૉયસ્કાઉટ્સ ! છટ્ મને નવાઇ લાગે છે કે હજી દુનિઆમાં બીજું શું ન થશે ? ફુલફટાકીયા જેવો પહેરવેશ, રંગીન ગળેબંધ અને હવામાં ફરફરતી રીબીનની પટી લગાવી આમતેમ દોડાદોડ કરવી અને સાથે વધારામાં પેલો ભંગીના ઝાડુનો દાંડો તે કંઇ રહી જાય કે ? ખરેખર જુની આંખે નવા તમાસા તે આનું નામ ! લોકો પણ આવું ધતીંગ કેમ ચાલવા દે છે ? મને તો ચોક્કસ લાગે છે કે દેશને અધોગતીએ લઇ જવાનો આ રસ્તો છે. ચાલો આજે જુના

દોસ્તદાર સાથે નવી અથડામણ થઇ. વખત થઇ ગયો છે એટલે હવે ઘેરજ જાઉં. જરા જોઉં તો ખરો કેટલા વાગ્યા? (ઘડીઆળ કાઢીને જુવે છે એટલામાં એક ચોર પાછળથી દોડતો આવી ઘડીઆળ છેડા સહીત તપડાવી નાસી જાય છે.)

રમેશ:--(ગભરાઇને જમીન પર પડતાં) ખુની? ચોર! ચોર!! દોડો! એ નાઠો! હાશ. (માથે હાથ દે છે. પાછી લાંબી નજર કરી) એ ગયો દોડો કોઇ! (એટલામાં સ્કાઉટો આવી પહોંચે છે અને પેટ્રોલ લીડર સિવાય બીજા બધા ચોરની પાછળ દોડે છે.) (રમેશ ઉભો થાય છે.)

પેટ્રોલ લીડર:—(રમેશને) તમે જરા ધીરજ ધરો. અમારા સ્કાઉટસો એની પુંઠ પકડી તમારૂં ઘડીઆળ લાવી આપશે.

રમેશ:—(ગુસ્સાથી) અરે શું કપાળ ધીરજ ધરે? અહીં તો દોઢસો રૂપીયાની ઉઠી છે?

પેટ્રોલ લીડર:--(નરમાસથી) તમારૂં જરા એડ્રેસ મને આપશો.

રમેશઃ—(ગુસ્સામાં) આ સ્કાઉટીઆં મારા વા'લાંની કામ કરવા કરતાં સફાઈ ભારી છે. (પોતાના નામનું કાર્ડ આપે છે) લો, એને શું કરશો?

પે૦ લી૦:—૫-તો લાગશે કે તરત તમારૂં ઘડીઆળ પહોંચતું કરશું. સાહેબજી.

રમેસઃ—(હતાશ હૃદયે) તારી સાહેબજી ઘેર ગઈ જા.

ડ્રોપ.

## પ્રવેશ ૪ થો.

(સ્થળઃ—રમેશનું ઘર. રમેશ દિવાનખાનામાં વિચારતો બેઠો છે.)

રમેશઃ—(સ્વગત) હાશ! ઘડીઆળ ગુમાવ્યું. લગભગ દોઢસો રૂ૦ નું ઘડીઆળ હમણાંજ 'વેસ્ટ એન્ડ વોચ' કંપનીમાંથી ખરીદ્યું છે. પેલા સ્કાઉટો પુંઠે પડયા છે તો ખરા, પણ એઓનો શો હિસાબ? બિચારા રવડી રખડીને પાછા આવશે. ઉલટું એમની મને દયા આવે છે. હાશ!! પણ મારી ઘડીઆળનું શું? (જરા વિચાર કરી) બસ એક જાહેર ખબર આપું.

# ચોરાયું છે.

'વેસ્ટ એન્ડ વૉચ' કંપનીમાંથી ખરીદેલું ૪૮૩ નંબરના મારકાવાળું, ડબલ ઢાંકણાંવાળું આઠ દિવસની ચાવીવાળું સોનાનું ઘડીઆળ ચોરાયું છે. પત્તો મેળવી આપનારને રૂા. ૫) ઇનામ મળશે.

**રમેશ ડી. મ્હેતા.**

કાટપીટયા ગલી-**નવસારી.**

રમેશઃ-રામા, એ રામા ! આમ આવ (રામો આવે છે અને સલામ કરે છે. અને દરેક વખતે 'હા છાબ' 'હા છાબ' કહ્યા કરે છે. લે આ જાહેર ખબર એને 'નવસારી સમાચાર' માં છાપવા આપી આવ. ઇડીઅટ, જા જલદી. અરે પણ રાખ. પેલા સ્કાઉટો દોડતા આવતા જણાય છે.

સ્કાઉટોઃ-( એક લાઈનમાં ઉભા રહી ) સ્કાઉટસ સૅલ્યુટ, (બધા સલામ કરે છે.)

રમેશઃ-(મનમાં) વાહ ! કેવા વિવેકી જણાય છે !

સ્કાઉટઃ-લ્યો સાહેબ, આજ તમારૂં ઘડીઆળને.

રમેશઃ-(ઝટ લઇ લે છે.) અહાહા ! એજ. બોલો, બોલો બીરાદરો એ તમે કેવી રીતે મેળવ્યું ?

બીજો સ્કાઉટ:—અમે તરતજ એની પાછળ દોડયા, પણ એ તો ઝાડી ભણી નાઠો. અમે પણ નિશ્ચય કીધો કે ગમે તેમ થાય તો પણ એની પુંઠ છોડવી નહીં અને દમ બાંધીને દોડયા. પછી તો—

ત્રીજો સ્કાઉટ:—એટલામાં મને એક યુકિત સુઝી. મારી પાસે આ તોટી ફોડવાની પીસ્તોલ હતી, તે આઠ દસ મુકી ફોડી. (આ જગ્યાએ પણ ફોડી બતાવે છે. રમેશ ચમકે છે) અવાજ થતાં તે ચમકયો. અમારી પાસે રીવોલ્વર છે એમ જાણી ઘડીયાળને પડતું મુકી નાઠો.

ચોથો સ્કાઉટ:—અને તરતજ મે લઇ લીધું જોઈતી વસ્તુ મળી એટલે અમે તેને પકડવાનું માંડી વાળ્યું.

રમેશ:—(આવેશમાં) અરે પણ તેને પકડયો કેમ નહિં ? હરામખોરને (પગ પછાડે છે) હું પોલીસમાં સોંપત. એને જેલમાં મોકલાવત. (દાંત કચકચાવે છે)

પાંચમો સ્કાઉટ:—નહીં, નહીં. આપણને આપણી વસ્તુ મળી ગઇ અને એને એનું ચારિત્ર સુધારવાની એક તક મળી.

રમેશ:-વાહ ! શું ઉદારતા ! ! વારૂ આના બદલામાં હું તમને પાંચ રૂપિઆ ઇનામ આપવા માંગુ છું. રામા, આમ આવ, જા ઘરમાંથી પાંચ રૂપિઆ માંગી લાવ (બાજુએ લઇ જઇ ધીરેથી) અને જો નહિ હોય તો કોઇ પાડોશી પાસેથી મંગાવી આપવાનું કહેજે. પગાર પર પાછા આપશું.

રામો:-(જતાં પ્રેક્ષક તરફ જોઇને) ભરમ ભારી ને ખીસ્સા ખાલી.

રમેશ:-સ્કાઉટ બીરાદરો, હું તમારી બહાદુરી જોઇ ખુશ છું. પ્રથમ હું સ્કાઉટીંગનો કટ્ટો શત્રુ હતો. સ્કાઉટને જોતાં મને ચીઢ ચઢતી અને સ્કાઉટીંગ એ છોકરાઓને બગાડવાની પ્રવૃત્તિ છે એમ માનતો. અત્યાર સુધી મને એજ ભ્રમણા હતી કે આ બધું પૈસા, વખત અને શકિતની બરબાદી કરવાનુંજ સ્થાન છે. પણ નહીં, આ તો કોઈ અજબ પદ્ધતિની સંસ્થા છે. કોઇ પણ બાબત પુરેપુરી બારીકાઇથી જોયા વગર ઉતાવળે મત બાંધવો નહીં એ હવે બરાબર શીખ્યો. અરે પણ આ ગાલે પટી શાની લગાડી ?

ત્રીo સ્કાo:–પુર જોશમાં પાછળ દોડતાં કાંટાની વાડમાંથી વાંકા વળીને નીકળતાં એક શૂળ ભોંકાઈ, (રમેશ ચમકે છે.) અને જરા લોહી નીકળ્યું. અમે ફર્સ્ટ એઇડની પેટી સાથે રાખીએ છીએ, એટલે પટી લગાવી લોહી તરત બંધ કરી દીધું.

રામો:–છાહેબ, એ છાહેબ, રૂપિઆ ઉતાજ ની તેથી મગનભાઇને તાંથી તેની વઉના—

રમેશ:–ચૂઉઉપ! (રામો થરથરતો બાજુએ ઉભો રહે છે.) એ વાત તને અહીંઆં કોણે કરવા કહી? નોકરને હંમેશાં લાંબી ટુંકી કરવાની બહુ ટેવ હોય છે.

રમેશ:–સ્કાઉટ બીરાદરો, તમે મારે માટે ભારે જોખમ ખેડયું છે.

પહેલો સ્કાઉટ:–બીજાઓને મદદ કરવી એ તો અમારી ફરજજ છે; એમાં અમે નવું શું કર્યું?

રમેશ:—વાહ! કેટલા નિરાભિમાની! (રામા પાસેથી રૂ. લે છે) લ્યો આ પાંચ રૂપિઆ તમે વ્હેંચી લઇ મીજબાની ઉડાવી જજો.

ત્રી. સ્કા:–માફ કરશોજી સાહેબ, અમારાથી કોઇના પૈસા લેવાય નહીં. અમારામાં કાયદો છે કે "A scout never begs."

રમેશઃ—અરે પણ એ બેગને ફ્રેગની વાતજ ક્યાં છે? આ તો હું ખુશીથી તમને આપું છું.

બી. સ્કાઃ–પરંતુ અમે કદી પણ કોઇની બક્ષીસ લેતા નથી. સ્કાઉટનો આ હાથ નીચો રાખવા નથી પણ હમેશાં ઉંચો રાખવા માટે છે.

રમેશઃ—અહો હો!!! આ બાળકોનો આટલો બધો સ્વાર્થ ત્યાગ! સ્કાઉટો, તમારો વિવેક, તમારામાં રહેલા સદ્‌ગુણો જોઇ આજે હું છક થઇ ગયો છું ધન્ય છે તમારી માતાઓને કે જેની કુખે તમારો જન્મ થયો. જે માતપિતાનાં સંતાન આવાં નિવડે તેનાં હજારો હજાર સદ્‌ભાગ્ય. કોણ એવો અભાગી હશે કે જે પોતાના બાળકનું ચારિત્ર આવું સ્ફ્રાટીક જેવું નિર્મળ થયલું જોવા ન ઇચ્છે?

પાં. સ્કાઃ—આ તો તમે ખાલી અમારાં વખાણ કરો છો. બીજાઓને હરકોઇ ભોગે બદલાની આશા વગર મદદ કરવી એ તો અમારી ફરજ છે.

રમેશઃ—પણ આ રૂપિયાની વાત હું કોઇને ન કહીશ લ્યો, હું કસમ ખાઇને કહું છું કે આ વાત તમારા સ્કાઉટ માસ્તરને પણ નહીં કહું. અને એક દિવસ તમે બધા.......

ચો. સ્કાઃ—માફ કરજો સાહેબ! તમે અમને ઉંધી સલાહ આપી રહ્યા છો. શું અમે અમારા સ્કાઉટ માસ્તરને બીન વફાદાર નીવડચે અને સ્કાઉટના નામને કલંક લગાડીએ? કદી નહી. ઈશ્વરને સમક્ષ રાખીને અમે અમારા 'ઓનર' પર કહીએ છીએ કે અમે એક પાઈ પણ લઇશું નહીં. (સ્કાઉટોને) ચાલો ભાઇઓ, હવે મોડું થયું. (સઘળા સ્કોઉટો સલામ કરીને જાય છે.)

રમેશઃ—(સ્વાગત) હવે પુરેપુરી ભુલ ભાંગી જેને હું જોયા જાણ્યા વગર ધીક્કારતો, સ્વપ્ને પણ નો'તો ધારતો કે સ્કાઉટો આવા પ્રમાણીક, પરગજુ અને વફાદાર છે. ખરેખર જેની આંખે કમળો તેને પીળુંજ દેખાય. આજથી હું પ્રતિજ્ઞા લઉં છું કે મારાથી બનશે તેટલી સ્કાઉટીંગની મુવમેન્ટને મદદ કરીશ. ભાષણો તથા લેખો લખી મારી

માફક ખાલી ડોળ કરતી પ્રજાને જણાવીશ કે જો તમે તમારાં બચ્ચાંનું હિત ચાહતા હો તો જરૂર તેમને સ્કાઉટીંગમાં મુકો. કહેવત છે કે કુમળું ઝાડ જેટલું વાળીએ એટલું વળે, માટે બચ્ચાંઓને નાનપણથીજ સ્કાઉટીંગમાં દાખલ કરવા અને ઘણા લાંબા વખત સુધી એ સંસ્થામાં રાખવાં જોઈએ. હવે એ સ્કાઉટ માસ્તરને મળીશ અને મારી હાર કબુલ કરીશ.

---

## Games ( રમતગમતો. )

### ગુલાંટ.

જાજમ, શેતરંજી કે રેતી પાથરી હોઈ એવીજ જગ્યાએથી થોડે છેટે એક એકની પાછળ બધા છોકરાઓ ઉભા રહી એક પછી એક જણ દોટ મુકી, જાજમ કે રેતી વાળી જગ્યાએ જઈ તે ઉપર (માથુ જમીનને અડકાવી, ગુલાંટ મારી જમીનને હાથ અડકાવ્યા શિવાય ઉભો થઈ જાય છે. જે છોકરો જમીનને હાથ અડકાવી ઉભો થાય તેને ફરી ફરી પ્રેક્ટિસ આપવી.

## ઉઠકો કુદકો.

એક છોકરો વાંદરાની માફક ચાર પગે ઉભો રહે છે (ઘુંટણે હાથ અડકાવી) બીજા છોકરાઓ તેની પાછળ ઉભા રહી એક પછી એક જણ તે વાંકા વળેલા છોકરાને પીઠે હાથ અડકાવી સળંગ કુદી જાય છે જે છોકરો સળંગ કુદતાં પડી જાય તે દાવ આપે.

( ૨ )

એક છોકરો વાંદરાની માફક ચાર પગે ઉભો રહે છે અને બીજા છોકરાઓ તેની પાછળ એક એકથી દુર દુર (થોડે અંતરે) લાઇનસર ઉભા રહી એક પછી એક છોકરો વાંદરાની માફક ઉભેલા છોકરાને કુદી જઇ વાંદરાની પેઠે એટલે પ્રથમ છોકરાની માફક ચાર પગે ઉભા રહી જાય છે.

જેમ જેમ કુદતા જાય છે તેમ તેમ વાંદરા માફક ઉભા રહેતા જાય છે પાછળ કુદતો આવતો છોકરો તમામને કુદી વાદરા માફક ઉભો થઈ જાય છે આ બધા છોકરાઓ કુદી રહે કે પ્રથમ વાકો વળેલો છોકચો બીજા બધાને કુદી જવુ શરૂ કરે છે એ પ્રમાણે તમામ છોકરાએ કુદી જતાં રમત પુરી થાય છે. ( ફરી ચાલુ પણ રહી શકે છે. )

## સસ્તા-કુત્તા.

ટોળાંના છોકરાઓને ચારે બાજુએથી સીધી લાઇન દેખાય એ પ્રમાણે દરેક લાઇનમાં એક સરખા બીજો હાથ લંબાવી શકાય તેમ ગોઠવી, ચોરસ કૃતિ બનાવવી એક છોકરાને સસલો બીજાને શીકારી કુતરો એવુ નામ આપવું કબ માસ્તર વિશલ બજાવે કે તરતજ બધા છોકરાઓ રાઇટ ટર્ન ફરી પોતાનો હાથ એક બીજા સુધી લંબાવે છે હાથે લંબાવતાં જે રસ્તો પડે તેમાં થઈ સસલો પસાર થાય છે કુતરો તેનો શિકાર કરવા પાછળ દોડે છે, વિશલ વારંવાર બજાવતાં નવા નવા રસ્તાઓ તૈયાર થાય છે એ તૈયાર થયેલા રસ્તામાંથીજ સસલા, કુતરાએ પસાર થવાનું છે જો કુતરો સસલાને પકડે તો તે જીત્યો કહેવાય છોકરાઓ થાકી જાય તો બીજા છોકરાઓને તૈયાર કરવા.

આશરે પચીશ વાર છેટે તમામ છોકરાઓને કબ માસ્તરે પોતાની પાછળ ઉભા રાખવા કબ માસ્તર વિશલ બજાવે કે તમામ છોકરાએ ઘણીજ ચુપકીથી કબ માસ્તર તરફ દોડવા મંડે, કબ માસ્તર પાછળ ગરદન ફેરવી જુવે કે તુર્તજ બધા

છોકરાએ શાબવત ઉભા રહી જવુ જે છોકરો આ વખતે શબવત ન ઉભો રહે અને એક ડગ પણ આગળ ધસી આવે તો તે છોકરાને રમતમાંથી નિકળી જવુ કબ માસ્તર ઉપર પ્રમાણે વારંવાર સીટિ વિશલ બજાવી પાછળ જુએ છે આખરે તે છોકરો બાકી રહેલા છોકરાઓ પૈકી પહેલો હાથ અડકાવે જીત્યો કહેવાય.

## કાળા ધોળા.

છોકરાઓની સરખે ભાગે બે લાઇન કરી. સામે સામે એક ફુટને અંતરે તે લાઇનો ગોઠવવી એ લાઇનોને એકનુ નામ કાળી ને બીજી ને "ધોળી" એવાં નામ આપવાં કબ માસ્તર કહે બોલો કે કાળી—કાળા તો તુતજ કાળી એ નામની લાઇન વાળા છોકરાઓએ પોતાની મુકરર હદ સુધી નાસવા મંડવુ ધોળી એ નામવાળી લાઇનના છોકરાએ સામેની લાઇનવાળાને પકડવા દોડવુ જે છોકરાઓ પોતાની હદની અંદર પકડાય તેઓને રમતમાંથી નિકળી જવું આ પ્રમાણે કબ માસ્તર વારંવાર એક બીજી લાઇનનું નામ લે છે. કે તુતંજ તે લાઇન નાશવા મંડે છે બીજી લાઇન

તેને પકડવા મંડે છે. દોડે છે છેવટે જે લાઈન-માંથી પકડાયા શિવાય એક કે વધારે છોકરાઓ રહી જાય તે લાઇન જીતી કહેવાય.

## જળકુકડી.

છોકરાઓની સરખે ભાગે બે લાઇન બનાવી તે લાઈનને એક કાલ્પનિક નદીને સામ સામે કાંઠે ગોઠવવી એક છોકરાને જળકુકડીનું નામ આપી કાંલ્પનિક નદીમાં ઉભો રાખવો, જળકુકડી પોતાને ગમે તે એક લાઇનમાથી એકજ છોકરાનું નામ દે કે તુર્તજ તે છોકરાએ સામેની લાઈનમાંથી ગમે તે એક છોકરાનું નામ દેવુ એ બન્ને છોક-રાએ એક બીજાની જગ્યા લેવી (પરસ્પર જગ્યા) સામે સામે દોડવા મંડવુ તે એવી રીતે કે કાલ્પનિક નદીમાં ફરતી જળકુકડી પોતાને તેની હદમાં પકડી શકે એવી સાવચેતી રાખવી જે જે છોકરાને જળકુકડી પકડે તે છોકરાએ જળ કુકડીનો દાવ આપી જીત્યો હોય તે છોકરો ખાલી પડેલી જગ્યાએ ઉભો રહે.

## " પુના-સતારા. "

બધા છોકરાઓને વર્તુલાકારમાં કમરે હાથ રખાવી ઉભા રાખવા એક છોકરો કમરે

હાથ રાખી વચ્ચે ઉભો રહે એ છોકરો "મુંબઇ" એમ કહી કમ્મરમાથી વાંકો વળે "પુના" એમ બોલી સીધો :થાય. એની સાથે સાથે બધા છોકરાઓ એજ પ્રમાણે ક્રિયા કરે બીજા છોકરાઓને ભુલાવામાં નાખવા ખાતર ઉપર પ્રમાણેની ક્રિયા કરાવનાર છોકરો ઓડર આપી ક્રીયા કરે યાને નકેર, તેજ વખતે બીજા છોકરાઓ પૈકી લક્ષ ન આપતાં જે છોંકરો વિરુદ્ધ ક્રીયા કરે તે છોકરાએ પ્રમાણિક પણાથી વચ્ચે આવી દાવ આપવો.

## 'દડીબાજી.'

દરેક છોકરાઓને નંબર આપી વર્તુલાકારમાં ઉભા રાખવા એક છોકરાના હાથમાં બોલ આપવો, જેના હાથમાં બોલ હોય તેણે પોતાને રૂચે તે નંબર બોલી વચ્ચે જે ચુનાથી નાનું કુડાળુ બનાવેલું હોય, તેમાં બોલ મુકી દેવો બોલ મુકયો કે તરતજ બધા છોકરાએ નાશવા મંડવું જેનો નંબર બોલાયો હોય તેણે તુર્તજ બોલ પકડી ગમે તે છોકરા તરફ ફેંકવો (બોલ ફેકનાર છોકરો) ઉભા રહો એમ કહે કે તુર્તજ બધા છોકરાઓએ

જ્યાં અને ત્યાં ઉભા રહી જઈ બોલ ન લાગે તેનો પ્રયત્ન કરવો જેને બોલ લાગે તે ઉપર પ્રમાણે દાવ આપે રમત ફરી શરૂ થાય. બોલ કોઈને ન લાગે અને કોઈ બીજો છોકરો બોલ વીણીને બોલ ફેકનાર તરફ મારે યા ન મારે લાગે યા ન લાગે તો પ્રથમ બોલ ફેકનારે દાવ આપવોજ પડે.

## આંધળી.

મોટા ખુલ્લા મેદાનમાં બે છોકરાની આંખે પાટા બાંધી પ્રથમ પાંચેક ફુટને અંતરે ઉભા રાખવા એક છોકરો ક્યાં છે બોલે તો બીજો એ પ્રમાણે બોલી દોડવા મંડે છે "ક્યાં છે" બોલનારો છોકરો "અહીઆં" બોલનારને પકડવા મથે છે વારંવાર ક્યાં છે અહીંઆના પોકાર થવાજ જોઇએ અવાજ જે દિશામાંથી આવ્યો હોય તે દિશામાં કર્યો છે બોલનાર અહીઆંના ઉચ્ચાર કરનારને પકડવા દોડે છે જો તે પકડાય તો તે હાર્યો કહેવાય.

( ૨ )

છોકરાઓને સરખે ભાગે બે લાઈનમાં સામે સામે આશરે પાંચેક ફુટને અંતરે ઉભા રાખવા

બે લાઇનની વચ્ચે એક છોકરાની આંખે પાટો બાંધી ઉભો રાખવો કબ માસ્તરે પરસ્પર વિરુધ્ધ લાઇનમાંથી એક છોકરાનું નામ લેવું તે બીજો છોકરાઓએ પરસ્પર એક બીજાના સ્થાન મુકરર હદમાં રહીને લેવાનો પ્રયત્ન કરવો તે એવી રીતે કે વચ્ચે આંખે પાટો બાંધી ઉભો રહેલો છોકરો પોતાને પકડી ન શકે જે છોકરો પકડાય તે આંખે પાટો બાંધી દાવ આપે.

## ઓળખ !

એક છોકરો ઘુંટણે હાથ અડકાવી વાંકો વળી ઉભો રહે અને બીજા છોકરાઓ તે વાંકા વળેલા છોકરાની પાછળ ઉભા રહી વારા ફરતી તેની પીઠ ઉપર હાથ અડકાવે કે તુર્તજ વાંકો વળેલો છોકરો પોતાની પીઠ ઉપર હાથ અડકાવનારનું નામ લે છે જો તે કહેલું નામ સત્ય નિકળે તો તે હાથ અડકાવનાર છોકરાએ દાવ આપવો પડે.

## લખોટા ભેગા કરવા.

દશ લખોટા લેવા અને દશ છોકરાઓની પાંચ પાંચની બે ટુકડી બનાવવી, એકેક ફુટને અંતરે એક ફુટ વ્યાસના એક લાઇનમાં પાંચ

કુંડાળાં પાડવા પહેલા કુડાળામાં પાંચ લખોટા મુકવા એજ પ્રમાણે એજ કુડાળાંને સામે (પાંચેક ફુટને અંતરે) બીજા પાંચ કુડાળાંની રચના કરવી બન્ને કુડાળાંની લાઇનનો પ્રથમ કુડાળાથી આશરે બે પુટને અંતરે છોકરાની ટુકડી ગોઠવવી, વિશલ વાગતાં તુર્તજ બીજી ટુકડીના પહેલા છોકરાઓએ, દરેક લખોટો વારા ફરતી બીજા ચાર કુડાળામાં મુકી આવવો પહેલા છોકરાઓ આ પ્રમાણે મુકી આવે કે તુર્તજ બીજા નંબરો વારા ફરતી તે ચારે લખોટા પહેલા કુડાળામાં ભેગા કરવા આ પ્રમાણે ટુકડીના દરેક છોકરાની ક્રિયા પુરી થતાં જે પહેલ કરે તે ટુકડી હરિફાઇમાં જીતી કહેવાય (આ પ્રમાણે હરિફાઇ હોય તો ઓછામાં ઓછી બે હરિપ્રાઈ કરાવવી.)

## ગોળદોડ.

તમામ છોકરાઓને વર્તુલાકારમાં ગોઠવવા એક છોકરાને વર્તુલ બહાર ઉભો રાખવો, બહાર ઉભેલા છોકરાએ કોઈ એક છોકરાને પોતાનો હાથ અડકાવવો તુર્તજ જેને હાથ અડકાવ્યો હોય તે અને હાથ અડકાવનાર બન્ને છોકરાઓ પરસ્પર વિરુધ્ધ દિશામાં ખાલી પડેલી જગ્યા લેવા મંડે

છે જે છોકરો ખાલી પડેલી જગ્યા ન લઈ શકે તે ઉપર પ્રમાણે ફરી દાવ આપે આ પ્રમાણે એ રમત ચાલ્યાજ કરે છે.

## ચીલઝડપ.

સામ સામે અમુક અંતરે સરખી સંખ્યાની બે લાઈન, દરેક છોકરાને અનુક્રમ નંબર આપી ગોઠવવા મધ્ય ભાગે ચુનાથી એક નાનુ વર્તુલ કરવું તે વર્તુલમાં રૂમાલ અગર ટોપી મુકવી કબ માસ્તર જ્યારે પરસ્પર વિરુધ્ધ લાઇ-નમાંથી પોતાને યોગ્ય લાગે તે એક એક નંબર બોલે કે તુર્તજ તે બન્ને નંબરવાળા છોકરાઓએ સામે સામે ધસી ટોપી કે રૂમાલ લેવાનો પ્રયત્ન કરવો તે એવી રીતે કે સામે વાળો તેને અડકી ન જાય. ટોપી કે રૂમાલને લઇને નાસી જતો છોકરો પોતાને સ્થાને સહિસલામત પહોંચવોજ જોઇએ કારણકે મુકરર હદ સુધીમાં સામા વાળો પકડી શકે–અડકી શકે છે પકડાયો તે હાર્યો નહિ પકડાયો તે જીત્યો આ પ્રમાણે જે ટુકડીના છોકરા વધારે વખત જીતે તે ટુકડી જીતી કહેવાય.



# CALENDAR 1927.

## JANUARY.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 2 | 9 | 16 | 23 | 30 |
| M. | ... | 3 | 10 | 17 | 24 | 31 |
| T.. | ... | 4 | 11 | 18 | 25 | ... |
| W | ... | 5 | 12 | 19 | 26 | ... |
| T.. | ... | 6 | 13 | 20 | 27 | ... |
| F. | ... | 7 | 14 | 21 | 28 | ... |
| S.. | 1 | 8 | 15 | 22 | 29 | ... |

## FEBRUARY.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 6 | 13 | 20 | 27 | ... |
| M. | ... | 7 | 14 | 21 | 28 | ... |
| T.. | 1 | 8 | 15 | 22 | ... | ... |
| W | 2 | 9 | 16 | 23 | ... | ... |
| T.. | 3 | 10 | 17 | 24 | ... | ... |
| F. | 4 | 11 | 18 | 25 | ... | ... |
| S.. | 5 | 12 | 19 | 26 | ... | ... |

## MARCH.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 6 | 13 | 20 | 27 | ... |
| M. | ... | 7 | 14 | 21 | 28 | ... |
| T.. | 1 | 8 | 15 | 22 | 29 | ... |
| W | 2 | 9 | 16 | 23 | 30 | ... |
| T.. | 3 | 10 | 17 | 24 | 31 | ... |
| F. | 4 | 11 | 18 | 25 | ... | ... |
| S.. | 5 | 12 | 19 | 26 | ... | ... |

## APRIL.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 3 | 10 | 17 | 24 | ... |
| M. | ... | 4 | 11 | 18 | 25 | ... |
| T.. | ... | 5 | 12 | 19 | 26 | ... |
| W | ... | 6 | 13 | 20 | 27 | ... |
| T.. | ... | 7 | 14 | 21 | 28 | ... |
| F.. | 1 | 8 | 15 | 22 | 29 | ... |
| S.. | 2 | 9 | 16 | 23 | 30 | ... |

## MAY.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 1 | 8 | 15 | 22 | 29 |
| M. | ... | 2 | 9 | 16 | 23 | 30 |
| T.. | ... | 3 | 10 | 17 | 24 | 31 |
| W | ... | 4 | 11 | 18 | 25 | ... |
| T.. | ... | 5 | 12 | 19 | 26 | ... |
| F.. | ... | 6 | 13 | 20 | 27 | ... |
| S.. | ... | 7 | 14 | 21 | 28 | ... |

## JUNE.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 5 | 12 | 19 | 26 | ... |
| M. | ... | 6 | 13 | 20 | 27 | ... |
| T.. | ... | 7 | 14 | 21 | 28 | ... |
| W | 1 | 8 | 15 | 22 | 29 | ... |
| T.. | 2 | 9 | 16 | 23 | 30 | ... |
| F.. | 3 | 10 | 17 | 24 | ... | ... |
| S.. | 4 | 11 | 18 | 25 | ... | ... |

## JULY.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 3 | 10 | 17 | 24 | 31 |
| M. | ... | 4 | 11 | 18 | 25 | ... |
| T.. | ... | 5 | 12 | 19 | 26 | ... |
| W | ... | 6 | 13 | 20 | 27 | ... |
| T.. | ... | 7 | 14 | 21 | 28 | ... |
| F.. | 1 | 8 | 15 | 22 | 29 | ... |
| S.. | 2 | 9 | 16 | 23 | 30 | ... |

## AUGUST.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 7 | 14 | 21 | 28 | ... |
| M. | 1 | 8 | 15 | 22 | 29 | ... |
| T.. | 2 | 9 | 16 | 23 | 30 | ... |
| W | 3 | 10 | 17 | 24 | 31 | ... |
| T.. | 4 | 11 | 18 | 25 | ... | ... |
| F.. | 5 | 12 | 19 | 26 | ... | ... |
| S.. | 6 | 13 | 20 | 27 | ... | ... |

## SEPTEMBER

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 4 | 11 | 18 | 25 | ... |
| M. | ... | 5 | 12 | 19 | 26 | ... |
| T.. | ... | 6 | 13 | 20 | 27 | ... |
| W | ... | 7 | 14 | 21 | 29 | ... |
| T.. | 1 | 8 | 15 | 22 | 28 | ... |
| F.. | 2 | 9 | 16 | 23 | 30 | ... |
| S.. | 3 | 10 | 17 | 24 | ... | ... |

## OCTOBER.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 2 | 9 | 16 | 23 | 30 |
| M. | ... | 3 | 10 | 17 | 24 | 31 |
| T.. | ... | 4 | 11 | 18 | 25 | ... |
| W | ... | 5 | 12 | 19 | 26 | ... |
| T.. | ... | 6 | 13 | 20 | 27 | ... |
| F. | ... | 7 | 14 | 21 | 28 | ... |
| S.. | 1 | 8 | 15 | 22 | 29 | ... |

## NOVEMBER.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 6 | 13 | 20 | 27 | ... |
| M. | ... | 7 | 14 | 21 | 28 | ... |
| T.. | 1 | 8 | 15 | 22 | 29 | ... |
| W | 2 | 9 | 16 | 23 | 30 | ... |
| T.. | 3 | 10 | 17 | 24 | ... | ... |
| F. | 4 | 11 | 18 | 25 | ... | ... |
| S.. | 5 | 12 | 19 | 26 | ... | ... |

## DECEMBER.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 4 | 11 | 18 | 25 | ... |
| M. | ... | 5 | 12 | 19 | 26 | ... |
| T.. | ... | 6 | 13 | 20 | 27 | ... |
| W | ... | 7 | 14 | 21 | 28 | ... |
| T.. | 1 | 8 | 15 | 22 | 29 | ... |
| F. | 2 | 9 | 16 | 23 | 30 | ... |
| S.. | 3 | 10 | 17 | 24 | 31 | ... |

# CALENDAR 1928

### JANUARY.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | 1 | 8 | 15 | 22 | 29 | ... |
| M. | 2 | 9 | 16 | 23 | 30 | ... |
| T.. | 3 | 10 | 17 | 24 | 31 | ... |
| W | 4 | 11 | 18 | 25 | .. | ... |
| T.. | 5 | 12 | 19 | 26 | ... | ... |
| F. | 6 | 13 | 20 | 27 | ... | ... |
| S.. | 7 | 14 | 21 | 28 | ... | ... |

### FEBRUARY.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 5 | 12 | 19 | 26 | ... |
| M. | ... | 6 | 13 | 20 | 27 | ... |
| T.. | ... | 7 | 14 | 21 | 28 | ... |
| W | 1 | 8 | 15 | 22 | 29 | ... |
| T.. | 2 | 9 | 16 | 23 | ... | ... |
| F. | 3 | 10 | 17 | 24 | ... | ... |
| S.. | 4 | 11 | 18 | 25 | ... | ... |

### MARCH.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 4 | 11 | 18 | 25 | ... |
| M. | ... | 5 | 12 | 19 | 26 | ... |
| T.. | ... | 6 | 13 | 20 | 27 | ... |
| W | ... | 7 | 14 | 21 | 28 | ... |
| T.. | 1 | 8 | 15 | 22 | 29 | ... |
| F. | 2 | 9 | 16 | 23 | 30 | ... |
| S.. | 3 | 10 | 17 | 24 | 31 | ... |

### APRIL.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | 1 | 8 | 15 | 22 | 29 | ... |
| M. | 2 | 9 | 16 | 23 | 30 | ... |
| T.. | 3 | 10 | 17 | 24 | ... | ... |
| W | 4 | 11 | 18 | 25 | ... | ... |
| T.. | 5 | 12 | 19 | 26 | ... | ... |
| F.. | 6 | 13 | 20 | 27 | ... | ... |
| S.. | 7 | 14 | 21 | 28 | ... | ... |

### MAY.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 7 | 14 | 21 | 28 | ... |
| M. | 1 | 8 | 15 | 22 | 29 | ... |
| T.. | 2 | 9 | 16 | 23 | 30 | ... |
| W | 3 | 10 | 17 | 24 | 31 | ... |
| T.. | 4 | 11 | 18 | 25 | ... | ... |
| F.. | 5 | 12 | 19 | 26 | ... | ... |
| S.. | 6 | 13 | 20 | 27 | ... | ... |

### JUNE.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 4 | 11 | 18 | 25 | ... |
| M. | ... | 5 | 12 | 19 | 26 | ... |
| T.. | ... | 6 | 13 | 20 | 27 | ... |
| W | ... | 7 | 14 | 21 | 28 | ... |
| T.. | 1 | 8 | 15 | 22 | 29 | ... |
| F.. | 2 | 9 | 16 | 23 | 30 | ... |
| S.. | 3 | 10 | 17 | 24 | ... | ... |

### JULY.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 2 | 9 | 16 | 23 | 30 |
| M. | ... | 3 | 10 | 17 | 24 | 31 |
| T.. | ... | 4 | 11 | 18 | 25 | ... |
| W | ... | 5 | 12 | 19 | 26 | ... |
| T.. | ... | 6 | 13 | 20 | 27 | ... |
| F.. | ... | 7 | 14 | 21 | 28 | ... |
| S.. | 1 | 8 | 15 | 22 | 29 | ... |

### AUGUST.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 6 | 13 | 20 | 27 | ... |
| M. | ... | 7 | 14 | 21 | 28 | ... |
| T.. | 1 | 8 | 15 | 22 | 29 | ... |
| W | 2 | 9 | 16 | 23 | 30 | ... |
| T.. | 3 | 10 | 17 | 24 | 31 | ... |
| F.. | 4 | 11 | 18 | 25 | ... | ... |
| S.. | 5 | 12 | 19 | 26 | ... | ... |

### SEPTEMBER

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 3 | 10 | 17 | 24 | ... |
| M. | ... | 4 | 11 | 18 | 25 | ... |
| T.. | ... | 5 | 12 | 19 | 26 | ... |
| W | ... | 6 | 13 | 20 | 27 | ... |
| T.. | ... | 7 | 14 | 21 | 29 | ... |
| F.. | 1 | 8 | 15 | 22 | 28 | ... |
| S.. | 2 | 9 | 16 | 23 | 30 | ... |

### OCTOBER.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | 1 | 8 | 15 | 22 | 29 | ... |
| M. | 2 | 9 | 16 | 23 | 30 | ... |
| T.. | 3 | 10 | 17 | 24 | 31 | ... |
| W | 4 | 11 | 18 | 25 | ... | ... |
| T.. | 5 | 12 | 19 | 26 | ... | ... |
| F. | 6 | 13 | 20 | 27 | ... | ... |
| S.. | 7 | 14 | 21 | 28 | ... | ... |

### NOVEMBER.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 5 | 12 | 19 | 26 | ... |
| M. | ... | 6 | 13 | 20 | 27 | ... |
| T.. | ... | 7 | 14 | 21 | 28 | ... |
| W | 1 | 8 | 15 | 22 | 29 | ... |
| T.. | 2 | 9 | 16 | 23 | 30 | ... |
| F. | 3 | 10 | 17 | 24 | ... | ... |
| S.. | 4 | 11 | 18 | 25 | ... | ... |

### DECEMBER.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| S.. | ... | 3 | 10 | 17 | 24 | 31 |
| M. | ... | 4 | 11 | 18 | 25 | ... |
| T.. | ... | 5 | 12 | 19 | 26 | ... |
| W | ... | 6 | 13 | 20 | 27 | ... |
| T.. | ... | 7 | 14 | 21 | 28 | ... |
| F. | 1 | 8 | 15 | 22 | 29 | ... |
| S.. | 2 | 9 | 16 | 23 | 30 | ... |

